ૐ

# શ્રીસત્યપ્રભાકરનું પરિશિષ્ટ.[1]

શ્રી૦ વૈજનાથજીના જીવનચરિત્રના કેટલાક ભાગમાં તોછડાઇવાળી ભાષામાં પ્રામાણિકપણે સત્યાસત્યની પૂરતી તપાસ કર્યાવિના કેટલીક અસત્ય વાતો પ્રકટ થયેલી હોવાથી, તથા તેમના કેટલાક સાધારણ બુદ્ધિવાળા શિષ્યો એવી પરંપરાવડે ચલાવેલી અસત્ય વાતોનો સત્યરૂપે પ્રસાર કરવામાં પ્રવૃત્ત થતા હોવાથી, અને તેમના શરીરપાતપછી પણ તેવી વાતો કરવાનું તેમના શિષ્યોએ ચાલુ રાખવાથી, નજ ચાલતાં સત્ય હકિકત જણાવવા ખેદસહિત સત્યપ્રભાકરની બીજી આવૃત્તિ પ્રકટ કરવાની મને પ્રવૃત્તિ કરવી પડી હતી. એ સત્યપ્રભાકરની બીજી આવૃત્તિ પ્રકટ થયા પછી કેટલાક નનામા કાગળો ને કેટલાંક નનામાં પત્તાંઓ—જે પત્તાંઓમાં ખોટી ધમકી, હડહડતું જુઠ્ઠાણું, ને નિંદાજ ભરેલાં હતાં તે—તેમના કોઈ શિષ્યે કે શિષ્યોએ કેટલાક સજ્જનોપર ને મારા પર દ્વેષબુદ્ધિથી લખ્યાં હતાં. તે નનામા કાગળો લખનારાએ

---

૧ ઉપયોગી હકિકત મેળવી લખી છપાવી પ્રકટ કરનાર
મણિલાલ મગનલાલ ત્રિવેદી. રાયપુર, પખાલીનીપોળ, ચારશેરી, અમદાવાદ.
સંવત્ ૧૯૭૩ શ્રાવણ. પ્રતિ ૫૦૦. આવૃત્તિ ૧ લી.
આ લેખ પ્રકટ કરવાનું સર્વ ખર્ચ વઢવાણના રહીશ ૫૦ જીવરાજ બેચરે તથા ૫૦ જેઠાભાઇ રાજાએ આપ્યું છે.

શિષ્ટાચારથી ભય પામીને અને તે નનામાં પત્રો લખનારે પરમાત્માના કાયદાથી ને તેમની શિક્ષાથી નહિ ડરીને પણ ચાલતા ફોજદારી કાયદાથી ને તેને આધારે થનારી શિક્ષાથી ડરીને પોતાના મનની નિર્બલતા ને દ્વેષ જણાવવા પોતાનાં નામો નહિ લખ્યાં હોય. શ્રીઈશ્વરનો ને પાપનો ડર નહિ રાખી આવી અયોગ્ય પ્રવૃત્તિ કરનારા મનુષ્યો વિવેકીની દયાને પાત્ર છે એમ સમજી એ સર્વની ઉપેક્ષા કરી, હવે સત્યપ્રભાકરના ખંડનમાટે જે ખોટાં વિધાનો, મિથ્યા ઉત્તરો, ને નિરર્થક આક્ષેપો પ્રામાણિકપણે પૂર્વાપરની પૂરી તપાસ કર્યાવિના સત્યપ્રભાકરવિમર્શમાં લખવામાં આવ્યાં છે તેનું ઉપયોગપૂરતું પ્રમાણાદિવાળું સમાધાન ન ચાલતાં નીચે આપવામાં આવે છે.

સત્યપ્રભાકરમાં શ્રી૦ વૈજનાથજીએ મહારાજ શ્રીનથુરામશર્માની ઉપર લખેલા જે બે કાગળોનો અગત્યનો ભાગ પ્રકટ કરવામાં આવ્યો હતો તે બે કાગળોની પૂરી ખરી નકલ જેમની તેમ વિમર્શના લેખકના ને તેમના મિત્રોના સંતોષની ખાતર ક્રમપૂર્વક નીચે આપવામાં આવે છે. બંને કાગળમાં એક એક જુનું ભજન તેમણે લખ્યું છે તેનું આદિઅંતનું એક એક ચરણ નકલમાં રાખી તેનો મધ્યભાગ ચાલતા પ્રસંગમાં ઉપયોગનો ન હોવાથી મુકી દીધો છે.

" ॥ ओं ततसत परमात्मने नमः ॥

પરમ સ્નેહી પરમપ્રિય યોગમાર્ગ સંશોધક ભાઈશ્રી ૫ ભાઈ નથુરામ પીતાંબર. સ્થળ શ્રી જૂનાગઢ.

લીંબડીથી લિ૦ આપનો આજ્ઞાનકિત સેવક વૈજનાથ મોતીરામના સાષ્ટાંગ દંડવત પ્રણામ વાંચશોજી. વિશેષ આપને વિનંતિ જે આપે કૃપા કરી મારા પર દયા લાવી આપે મારા પર ભાદરવા વદ ૧૧ સુધે લખેલ કાગળ મોકલ્યો તે વાંચી હું અત્યંત

ખુશી થયો છું. અને એજ પ્રમાણે પત્ર દ્વારાએ દર્શન દેશો. આપે લખ્યું જે યોગને લગતી કઈ કઇ ક્રીયા કરો છો તો આપને લખવાનું જે નેતિ, ધોતિ, બ્રહ્મદાતણ, કુંજરક્રીયા, ગણેશક્રિયા વગેરે જે ક્રીયાઓ મારાથી બને છે તે ગુરૂપ્રતાપે તથા શાસ્ત્ર આધારે કરૂં છું. બાકી પ્રાણાયામ હમેશ કરૂં છું. આપ શરીખા સંતના પ્રતાપથી સહજ તથા હઠ બેએ સમાધી આપના શેવકને બુદ્ધિપૂર્વક જાણવામાં છે. હઠમાં કલાક ૧। મીનીટ પાંચ સુધી પ્રાણ રોકવો હોય તો રોકી શકું છું. બાકી થોડીક ભૂચરી તથા જળચરી યાદ છે. વજાખ્ય નાડી સુષુમ્ણાની અંદર છે તેમાં જે જગોએ અમૃત ઝરે છે ત્યાં લીલા રંગનું લલાટમાં ડાબી બાજુએ અમૃતરૂપી જે ગાય છે તેનું પુછડું છે ત્યાંસુધી જે વજાખ્ય નાડી ગયેલ છે ત્યાં પણ સવા કલાકથી વધારે વારસુધી પ્રાણને રાખી શકું છું. ચક્રભેદમાં નાભીપાસે જે દશ પાંખડીનું કમળ છે તેજ તત્વમાં તે વિશ્નુલોક તથા તેની ઉપર કેળના પુષ્પ જેવું મન રહેલ છે તેના આઠ રસ્તા છે. તે રસ્તાઓ, ગ્રંથિભેદ, વાત, પીત, કફ વગેરે જોવામાં આવી ગયેલ છે. આ વિષે હું કશું વર્ણવી શકતો નથી કાંજે મુંગાએ સાકર ખાધા જેવું છે. સહજમાં અર્ધમાત્રાઉપર જેમ એક અંગુષ્ટ પ્રમાણ જોત છે ને તેની સગઉપર જેમ ચારણી રાખીએ ને ફાંકાં દીઠામાં આવે છે તે પ્રમાણે વચમાં એક અંગુષ્ટપ્રમાણ જોત ને જાત જાતના દીવા જોવામાં આવે છે. મારે હઠ કરતાં સહજનો મહાવરો વિશેષ છે તેમાં અજપા ચાલા કરે છે તેમજ હઠમાં પણ અજપા જપાય છે. નાદ બધા સંભળાય છે.

મને ગુરૂની હમણે જાહેર પડવાની મના છે. ખેચરી કરવાનો વિચાર ચીત્તઘનાનંદ સરસ્વતી આંહિ મહિના પછી આવવા વિચાર ધારે છે તો તેમની પાસે શીખવાનો વિચાર રાખ્યો છે, અને વખત

મળશે તો તેમની પાસ છ સાત મહિના રહેવા વિચાર છે. હાલ તે અંબાજીએ છે. તે આવશે ત્યારે આપને હું લખી જણાવીશ.

આબુરાજપર જમનાગીર નાગી અબધુતાણી છે તથા પુરણગીર કરીને છે તથા ચિતધનાનંદ સરસ્વતી, ભિક્ષાન્નદેહી વિગેરેનો સંતસમાગમ મારે થયેલ છે. મારી પાસ નાગદ વિરચિત બાલા ત્રિપુરાસાર સમુચ્ચર્ય ટીકા નામનો ગ્રંથ છે તેમાં પ્રાણાયામ વગેરે વર્ણન કરેલ છે તથા શિવસ્વરોદય, ચરણદાસ સ્વરોદય, કબીરસ્વરોદય કપુરચંદજીનો સ્વરોદય વગેરે જોવામાં આવેલ છે. તથા અષ્ટાવક્ર છે તથા હસ્તામલક મણિરત્નમાળા, શીવગીતા, અરજુનગીતા વગેરે પણ જોવામાં આવેલ છે. અને તેમાં બ્રહ્મજ્ઞાન તથા સમાધિ વિષે સારો ખુલાસો છે તે સિવાય થોડાક સંતોની વાણીઓ છે.

### શ્રીગણેશાય નમઃ

'શબ્દોંકા પ્રકાશ પવન જ્યાં સોહં ચલતા અગમકા પરધામમેં તપે ગુરુ જ્યાં વરસે નુર નિરંજનકા, ××××× મહારાજ ગીરપે મોહોર ગુરૂકી અનેક ઉનકા ગુણ ગાયા, ગરીબ હોકે ઢુંઢ કરે નીજ નામ ગર સાહેબકા, પરમધામમેં તપે ગુરુ જ્યાં બરસે નુર નિરંજનકા.'

ભાઈ છગનલાલને અમારા આશીર્વાદ કહેજો. મારા નાના મામાને મારા પ્રણામ કહેશો. મારી નાની મામી, તથા ભાઇ કરૂણાશંકર, તથા દુર્ગાશંકર, ગોદાવરીને બોલાવજો. તથા બ્હેન જડી તથા પારવતીને ઘટારત કહેશો. અહિં ખુશી આનંદમાં છે.

બીજું નથુરામભાઇને માલમ થાય જે આપે આ વિષે શોધ કરવા માંડી છે. અને આપ સમાધી કરો છો એ વાત સાંભળી હું ઘણોજ ખુશી થયો છું. અને હમેશાં હમેશ યાદ કર્યા કરૂં છું. આપનો આની તરફ આવવા વિચાર હતો તેથી હું હમેશ આપના સમાચાર મારી નાની મામીને પૂછતો તો તેમને પૂછી જોવાથી જણાશે

કે હું આપને કેવી રીતે યાદ કરૂં છું. સં. ૧૯૩૯ ના આસો સુદિ ૧ વાર ભોમ.

પંડયા જીવરામ ચકુજીના પ્રણામ વાંચશો.''

"॥ ॐतत्सत ॥

श्री परब्रह्म परमात्मने नमः ॥

લીંબડી.

આશ્વીન સુદિ ૧૪ સોમ. સં. ૧૯૩૯

યોગવિદ્વર યોગપરાયણ સુજ્ઞ નથુરામ પીતાંબર રાવળ.

સ્થળ શ્રી જાફરાબાદ.

આપનો કૃપાપત્ર આશ્વિન સુદિ ૫ શનેઉનો લખેલો પહોંચ્યો. તે વાંચી અતિ આનંદ થયો છે બીજું આપે જે જવાબ માગ્યો તેનો નીચે ખુલાસો.

૧ ચુડાના બ્રહ્મચારી કાંઇ જાણતા હોય તેમ જણાતું નથી. ને તે ખરાબ ચાલના જણાય છે તે અહિં કડીયાના મંદિરમાં રહે છે ને તે વિશે પૂછતાં તે પુરા માહિતગાર લાગતા નથી. રંડીબાજ છે.

૨ તમે લખું જે તમને સીધીઓ શી શી પ્રાપ્ત થઇ છે તેમાં લખવાનું જે સીધીઓ કાંઇ મોક્ષ આપવાવાળી છે નહિ ને લોપવા વાળી છે તો તેને ગૃહણ કરીને આપડે કામ શું છે.

૩ કુંજર ક્રિયા જે બે ચાર લોટા પાણી પીને પાછું મોઢેથી કાઢી નાંખવું તેને કુંજરક્રિયા કહે છે ને તે કરવાથી પીત કે કફનો વધારો થવા દેતી નથી. તથા કોઇ રોગ ઉત્પન્ન થતો નથી. પાણી સાથે પેટમાં જે વ્યાધી હોય તે નીકળી જાય છે અને પછી પ્રાણને ઝાઝીવાર રોકવો હોય તથા સુષુમ્ણામાં લઇ જવા ઠીક પડે છે. અને ગણેશક્રિયા જે ગુદાથી પાણી ખેંચવું તેને ગણેશક્રિયા કહે છે તેનેથી

મળનો ત્યાગ સારીરીતે થાય છે. તથા ત્યાંથી નળ વગેરે મુળાધાર-ચક્ર વગેરે સાફ થાય છે અને તેનાથી અપાનવાયુ ખેંચવાની ગમ પડે છે. જ્યારે પાન ને અપાન એ વાયુ ભેગા થઇ બંકનાળમાં પ્રવેશ કરે છે ત્યારે હઠસમાધિ થાય છે. બીજું જે ચક્રો અધોમુખી છે તેમને અપાન-વાયુથી ઉર્ધ્વમુખી થાય છે ભુચરી સીદ્ધાસન બેસીને નાભી પાસે બે હાથ રાખીને પ્રાણાયામ કરે છે તેને કહે છે. તે ગ્રંથિભેદમાં પ્રવેશ કરવો ને ગુદામારગ સંકોચતાં જવો. કામદેવ જે જગોએ રહેલ છે તે જગો પાસ જમણી તરફ ગ્રંથિભેદ છે. મૂળાધારથી તે લીંગસ્થાન ને લીંગ-સ્થાનથી કામદેવ પાસે ગ્રંથીભેદ છે. તેમાં પ્રાણને પૂરવો ને ત્યાંથી આ-ગળ ચાલવું એટલે ભુચરી થશે.

૪ પ્રાણઅપાનને નાભિપાસ લઇ જવાથી ત્યાં દશ પાંખડીનું ચક્ર જોવામાં આવે છે ને ત્યાં વિશ્નુ લક્ષ્મીજી તથા ગરૂડસહિત જોવામાં આવે છે ને તેમના તેજનો પાર નથી. જાણે ખુબ લાલચોળ અંગારા હોય તે કરતાં વધારે અને ચારે તરફ અગ્નિ અગ્નિ થઇ રહે છે. એવી રીતે ઘણુંજ તેજ જોવામાં આવે છે. અંજાઇ જવાય સામું જોઇ શકાતું નથી.

પ્રાણાયામ પરિપકવ થતા પહેલાં અવાજ સાંભળવામાં આવતા અને ગોળ કુંડાળાં કુંડાળાં થતાં ત્યારપછી ધુમાડા જેવું વરતાવા લાગ્યું ત્યાર પછી અજવાળું જોવામાં આવ્યું. ત્યારપછી દિવસે પણ ચાલા જતા હોઇએ ને જે જગોએ કોઇપણ દીવાલનો છાંયો તડકામાં હોય ત્યાં લાલ, લીલા, પીળા આસમાની એવાં ચાંદરડાં જોવામાં આ-વતાં. હાલ રાત્રિએ જોત જોવામાં આવે છે. તે જોતના તેજવડે રૂપેરી રંગની ઘણી તેજસ્વી જેવી સુષુમ્ણા જોવામાં આવે છે તે તેજ તેને નીચે ઊતરીએ એટલે સુષુમણાનું મોઢું આવે છે ને ત્યાંથી પ્રવેશ થાય છે. અને દિવસે પણ અમથો બેઠો હું તથા રાત્રે બેઠો હું ત્યારે

સામી એક જોત જેવું જણાય છે.

૫ ગ્રંથિભેદ એ એક કામદેવપાસે વીવર છે. તથા વાત પીત ને કફ ત્રણનાં ત્રણ ખાંનાં શરીરની જમણી બાજુએ નાભીપાસ જોવામાં આવે છે ને તે લાલ લીલા પીળા એવા ત્રણ રંગનાં જોવામાં આવે છે.

આબુરાજપર જમનાગીર અબધુતાણી તથા પુરણગર પણ અબધુતાણી નખીપર સડકથી ડાબે હાથપર ગુફા છે તેમાં રહે છે. જમનાગીર પરમાત્માસુધી પહોંચેલ છે. તથા તેઓની ઉમર કળાતી નથી. પુરણગીર ઉતરાખંડી છે. જમનાગીર પાસે ઉચ્ચીષ્ટ ગણપતિ તથા ઉચ્ચીષ્ટ ભૈરવ વગેરે છે તથા આકરશણ શક્તિ છે.

ચિતઘનાનંદ સરસ્વતી હઠ તથા સહજ બંનેમાં પુરણ છે તથા ભુચરી ખેચરી જળચરી વગેરે બધામાં વાકેફગાર છે. આવરણભેદી છે તે સંન્યાસી છે. થોડા વરસ કૈવલ્ય પણ પાળ્યું હતું. હાલ સંન્યાસી છે. દંડ વિના અને તેમનું રહેવાનું નક્કી સ્થળ નથી.

પહેલાં પ્રાણાયામ મિનિટ સવામિનિટ રહેતો ત્યાર પછી પ્રાણાયામનો આક્ષેપ રાખવાથી વધુ પ્રાણ રહેવા લાગ્યો ને તેમ તેમ પ્રાણાયામ જારી રાખતો ગયો તેથી હાલ આપને બતાવો ત્યાંસુધી રહે છે. પાન ને અપાન હૃદયને વિષે એકઠા કરી બંકનાળમાં પ્રવેશ કરીએ એટલે સમાધિ થાય. આપે ખેચરી વિષે લખી મોકલ્યું છે તેથી આપનો ઘણો હું આભાર માનું છું. સંસ્કૃત મોકલ્યું હોત તોય હરકત થોડી આવત પણ હિંદુસ્તાની ભાષામાં મોકલ્યું તે ઘણું સારૂં કર્યું.

મારેથી ત્યાં હાલ અવાય તેમ નથી, કારણ કે મારે હાલ ઉમેદસંગના પાઠ કરવાના છે. હું એક વખત ત્યાં આવી તો જઈશ. આપને હાલજ મળવાની ઇચ્છા હોય તો આપ પૃથ્વીતત્વમાં મુળાધારપાસ જોઈ લેશો એટલે આપ મને જોઈ શકશો અને વાતચીત કરવી હશે તોપણ ત્યાં થશે. હરકોઇ વિષે જેટલું પૃથ્વીપર જોવાનું

હોય તે પૃથ્વીતત્ત્વમાં જોવું એટલે પૃથ્વીપરની બધી માલમ પડશે. તેમજ જળતત્ત્વ વગેરેમાં જોઇ લેવાય છે.

પંડયા જીવરામના જયસચ્ચિદાનંદ જોડે સાષ્ટાંગ દંડવત્પ્રણામ વાંચશો.

આપને દ્વાદશ જ્ઞાન ચક્રનો નકશો તથા જળાચરી ભૂચરી ખેચરી વિગેરે ચાર જાતના પ્રાણાયામ વગેરેનું પુસ્તક થોડા દિવસમાં લખી મોકલીશ તે લખી મોકલતાં જરા ઢીલ માટે આ કાગળ સાથે મોકલાણું નથી તે માફ કરશો. બીજું આપને શું શું અનુભવમાં દરશાય છે તે લખશો. આપ કયાં સુધી જાણો છો તે મહેરબાની કરી લખશો.

પાતાંજલસૂત્ર ને હઠયોગપ્રદીપિકા આપની પાસે છે તે લખેલ છે કે છાપેલ અને જો તે વેચાતાં મળતાં હોય તો તેની શી કીંમત લાગે છે આપની પાસે છે તે આપથી મોકલાય તેમ હોય તો થોડા દિવસ મોકલી દેશો.

શબ્દ. 'અતી નિરમળ મુક્તાફળ નીપજે, માનસરોવર માંય,+++++
કહત તોલાપુરી બ્રહ્મ ભજનસેં, કટી જાય જમરા જંજીર.
એસા ગુરુ જ્ઞાન પુરાણા જાણે કોઇ સંત સુજાણા.'

સં. ૧૯૩૯ ના આશ્વિન સુદિ ૧૪ સોમવાર.

લિ. વૈજનાથ મોતીરામના ઘણા ઘણા કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ આપની શેવામાં અંગીકાર કરશોજી. આપને તસ્દી દીધી છે તે માફ કરશો.

મારા મામા વગેરેને મારા ઘટારત કહેશોજી.

આપ મારા સરખું કામ...[ અક્ષર ઊડી ગયા છે. ]

તમારે જવાબમાટે ટિકિટ ચોડી મોકલવા જરૂર નથી. માટે હવેથી તેમ મોકલશો નહિ."

એ કાગળોમાંના યોગને લગતા વિષયવિષે ને જે સાધુઓનાં

નામો તેમાં આવેલાં છે તેમને વિષે પાછળથી તપાસ કરતાં કેટલોક વિપરીત અનુભવ થયો તે કેટલાંક કારણોથી અહિં લખવો યોગ્ય ધાર્યો નથી.

આ કાગળો સાચા છે કે બનાવટી છે તેનો નિર્ણય પાંચ તટસ્થ, વિદ્વાન્ ને અક્ષરની પરીક્ષા કરી શકે એવા સજ્જનોદ્વારા જો વિમર્શલેખકની ને તેમના મિત્રોની ઇચ્છા હોય તો તેમણે કરાવવો જોઇએ, વા તેમણે જાતે વા જેમને શંકા થાય તેમણે જાતે આ કાગળો જોવા જોઇએ. એમ કરવાથી જે સત્ય હશે તે સ્પષ્ટ જણાઇ આવશે. ચરિત્રમાં છાપેલો ચૌદમો કાગળ બહુધા પહેલા ને બીજા કાગળપરથી કરેલા પ્રશ્નોરૂપ હોવાથી પણ આ બંને કાગળો અસલજ છે એમ અનુમાનવડે પણ નક્કી થઇ શકે છે.

મુંબઇ સમાચારમાં જે વેળા શ્રી૦ વૈજનાથજીએ પોતાનો ખુલાસો છપાવ્યો તેજ વેળા તેમણે રખેને આનું ઉત્તર જો મહારાજ શ્રીનથુરામશર્માતરફથી લખાશે તો મારા લખાણનું ખંડન થશે એવા ભયથી એક અવિવેકથી ભરેલો કાગળ પણ મહારાજ શ્રીનથુરામશર્માપર લખ્યો હતો. તે વેળા એવી પ્રાકૃત વાતમાં નકામો વિક્ષેપ નહિ વધારવાની ઇચ્છાથી, વર્તમાનપત્રમાં આવા દેહાભિમાન વધારનારા વિષયો નહિ લખવાના તથા અતિવાદોને સહન કરવાના તેમના નિયમથી, અને સમય આવે જે સત્ય હશે તે અનાયાસે પોતાની મેળે બહાર આવશે એવા નિશ્ચયથી મહારાજ શ્રીનથુરામશર્માએ તે વિષે કાંઇ પણ ઉત્તર લખ્યું કે લખાવ્યું નહોતું. થોડાં વર્ષો વિત્યા પછી સત્યને ટકાવનાર પરમાત્માની ઇચ્છાથી ઉપરનાં બંને પત્રો જાફરાબાદવાળાં શ્રીમતી પુતળીબાઇની પાસે, તેમણે વાંચવા લીધેલાં તેથી નહિ ફાડી નંખાયેલાં ને રહી ગયેલાં જે તેમણે ત્યાંના તે વેળાના તાર માસ્તર શ્રીયુત દયાશંકર હરગોવિંદ શુક્લને બતાવ્યાં. તેમણે તે પત્રો વાંચી આનંદાશ્રમમાં જોવામાટે મોકલાવ્યાં. તે કાગળો ટપાલમાં આવ્યા તે વેળા

હું સુરતમાં માળવીની વાડીમાં મહારાજ શ્રીનથુરામશર્માની પાસે હાજર હતો. મેં તે પત્રો વાંચ્યાં, અને મને જણાયું કે પૂર્વપક્ષીઓની ફેલાવેલી કેટલીક વાતો સત્યતાવાળી નથી. પછી શ્રી૦ વૈજનાથનું જીવનચરિત્ર પ્રકટ થયેલું તે વાંચ્યું. તેમાં પણ ઘણી અસત્ય વાતો પ્રકટ કરેલી જોઇ, તેથી સત્યપ્રભાકરની બ્રહ્મનાદમાં પ્રકટ થયેલી પહેલી આવૃત્તિમાં શ્રી૦ વૈજનાથજીનાં તે બે પત્રો પૂરાં આવવાથી લેખનો વિસ્તાર થઇ જશે, તથા નામનો આદ્યાક્ષર લખવાથી નામ સમજી શકાશે એમ જાણી તેમાંનો અગત્યનો ને પૂર્વપક્ષનું નિરાકરણ કરનારો ભાગ અન્ય વિષયોની સાથે પ્રકટ કરવામાં આવ્યો હતો. નીચે આપેલા શ્રીયુત દયાશંકરજીના ને શ્રીમતી પુતળીબાઇના કાગળોથી ઉપરના કાગળો શ્રી૦ વૈજનાથજીના પોતાના હાથથી લખેલા છે એમ વાંચનારની ખાત્રી થશે.

" ૐ મહુવા તા. ૧૮–૭–૧૭.

શ્રીયુત ત્રીભુવન વિઠ્ઠલજી દવે

વિ. વિ. સાથ લખવાનું જે હું સંવત ૧૯૬૯ માં જાફરાબાદમાં તાર માસ્તર હતો તે વેળા શ્રીમતી પુતળીબાઇએ મને શ્રી૦ વૈજનાજીના મહાત્મા શ્રીનથુરામશર્માના ઉપર આવેલા સં. ૧૯૩૯ ના આસો સુદિ ૧ નો ને આસો સુદિ ૧૪ નો એવા બે કાગળો વાંચવા આપ્યા હતા. તે કાગળો વાંચી મને જણાયું કે કેટલાક અણસમજુ માણસો જે મિથ્યા પ્રલાપ કરે છે તેમને આ કાગળો વાંચવા જેવા છે એમ જાણિ મેં તે કાગળો સં. ૧૯૬૯ માં શ્રી આનંદાશ્રમમાં મોકલાવ્યા હતા.

લી૦ શુકલ દયાશંકર હરગોવિંદના જય શ્રીગુરુ."

ભાઇ ત્રિભુવન.

"શ્રી વૈજનાથજીના સં. ૧૯૩૯ આશો સુદિ ૧ નો ને આશો

સુદિ ૧૪ નો એમ બે કાગળ મહાત્મા શ્રીનથુરામશર્માના નામ ઉપર આવેલા તે મેં વાંચવા લીધેલા તે મારી પાસે કેટલાંક વર્ષો સુધી રહ્યા હતા. પછી સં. ૧૯૬૯ ની શાલમાં જાફરાબાદના તાર માસ્તર ભાઇ દયાશંકર હરગોવિંદ શુકલને મેં વાંચવા આપ્યા હતા તેમણે મારી રજાથી તે કાગળો શ્રી આનંદાશ્રમમાં મોકલાવ્યા હતા.

સં. ૧૯૭૩ ના શ્રાવણ શુદિ ૧ વાર શુકર
સહી પુતળીબાઇ સુંદરજી દ. પોતાના ”

કાગળમાં મહારાજ શ્રીનથુરામશર્માના નામનો એકજ અક્ષર કેમ છપાવ્યો ? પૂરા કાગળો કેમ ન છપાવ્યા ? ને અમુક સમયે તે કેમ ન છપાવ્યા ? એ પૂર્વપક્ષોનું સમાધાન ઉપરના વિવેચનમાં આવી જાય છે, એટલે તેના સંબંધમાં વિશેષ લખવાનું રહેતું નથી. “ કાગળોમાં સંબોધેલ વિશેષણોવાળું નામ ખરું નથી, અને તે પ્રમાણે લાંબું ચોડું શરનામું લખવાનો શ્રી૰ વૈજનાથજીનો રીવાજ હતોજ નહિ” એ વિમર્શલેખકનો પૂર્વપક્ષ પણ તેમના હાથના અસલ કાગળો જોવાથી એની મેળે દૂર થઈ જાય એવો છે. પાછળના સમયમાં તેઓ એક બીજાને સુજ્ઞ વિશેષણ લગાડતા હતા, તેથી તે બે પત્રોમાં જણાવેલાં વિશેષણો તેમણે મહારાજ શ્રીનથુરામશર્માના નામની આગળ નહોતાંજ લખ્યાં એમ ન્યાયની રીતે પ્રમાણપૂર્વક સિદ્ધ કરી શકાય નહિ. પ્રામાણિકપણે સત્ય શોધવું હોય તો તેનો ઉપર જણાવેલો જાતે કે યોગ્ય મનુષ્યોદ્વારા તે પત્રો જોવારૂપ ઉપાય છે, પણ ન બદુંનો ઉપાય નથી.

મુંબઇ સમાચારના તા. ૧૯–૬–૧૯૦૧ ના અંકમાં કોઇ વૃત્તાંત-લેખકતરફથી ‘શ્રી૰ વૈજનાથજી મહારાજ શ્રીનથુરામશર્માના શિષ્ય હતા’ એવા ભાવનું જે લખાણ પ્રકટ થયું હતું તે લેખ લખનાર

પૂરો તપાસ કર્યા વિના મહારાજ શ્રીનથુરામશર્માનો કોઈ શિષ્ય હતો એવું ધારી લેવું, ને તેને સાચું માનવું, તે વિવેકીને યોગ્ય નથી. તે લખનાર કોણ હતો તે હજીસુધી અમારા જાણવામાં આવ્યું નથી. મહારાજ શ્રીનથુરામશર્માના શિષ્યનું તે લખાણ નથી એમ તેના લખાણની શૈલિથી માત્ર અનુમાન કરી શકાય છે. સંવત્ ૧૯૫૧ ની કાર્તિકીપૂનમપર શ્રી૰ વૈજનાથજી, તેમનાં પત્ની, ને તેમનાં સાળી દ્વારકા જવા ને મહારાજ શ્રીનથુરામશર્માના પૂજનમાં ભાગ લેવા પોરબંદર આવ્યાં હતાં, ને શ્રીયુત ગોવિંદજીભાઇની આનંદાશ્રમની પાસેની વંડીમાં ઊતર્યાં હતાં, તથા તેમણે સૌએ મહારાજ શ્રીનથુરામશર્માના તે કાર્તિકીપૂનમના પૂજનમાં ભાગ લીધો હતો, તેથી તે ક્રિયા જેનાર કોઇ ભક્તે કે તટસ્થ મનુષ્યે અટકળ કરીને ભૂલથી તેવું લખ્યું હોય તો તે સંભવિત છે. શ્રી૰ વૈજનાથજી આદિએ તે કાર્તિકીપૂનમપર પૂજનમાં ભાગ લીધો હતો કે નહિ તે સુપ્રસિદ્ધ વકીલ શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઇ અને શ્રીયુત ગણપતરામ નાનાભાઈ ભટ્ટ ઇત્યાદિ ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો જે ત્યાં હાજર હતા તેઓ જાણે છે. આના સંબંધમાં શ્રીયુત ગોવિંદજીભાઇ તરફથી આવેલો કાગળ નીચે આપવામાં આવ્યો છેઃ—

"ૐ શ્રીપોરબંદર આષાઢવદી ૧૪—૭૩

શ્રીયુત ત્રિભુવનભાઈ. બીલખા.

વિશેષ આપનો પત્ર વદિ ૧૧—૭૩ નો લખેલો હાંસીલ થયો. ઉત્તરમાં લખવાનું કેઃ—

શ્રી૰ વૈજનાથજી સહકુટુંબ તેમની સાળીસાથે શ્રી દુવારકા જવા આહીં આવેલા અને આપણી વંડીમાં ઊતરેલા એમ યાદ આવે છે.

સાલ માસ પણ બહુધા સં. ૧૯૫૧ ના કાર્તિક હશે, અને ઘણે

ભાગે તેઓ બધાં પૂર્ણિમાના પૂજનમાં ભાગ લેવામાં પણ હતાં એમ સ્મરણ થાય છે. એજ વિનંતિ.

વિ૦ ગોવિંદજી ડાહ્યાભાઈના પ્રણામ."

શ્રી૦ વૈજનાથજીએ મુંબઇ સમાચારના તે લખાણનો મહારાજ શ્રીનથુરામશર્માને ખુલાસો પૂછ્યો, ને તેનું મહારાજ શ્રીનથુરામશર્માએ તેમને ઉત્તર લખાવ્યું, તે ઉત્તર તેમને પહોંચતાં પહેલાં તો તેમણે પોતાને ઠીક લાગ્યું તેવું ઉત્તર મુંબઇ સમાચારમાં લખી મોકલ્યું હતું, એટલે મહારાજ શ્રીનથુરામશર્માનો ખુલાસો પહોંચ્યા પછી તે ઉત્તર લખાયું હતું એમ કહેવું ખોટું છે. બંને લખાણોની મિતિઓ મેળવવાથી એ વાતની ખાત્રી થશે.

શ્રી૦ "નથુરામશર્મા પાસેથી હું એક આંકડો પણ શીખ્યો નથી" એવું શ્રી૦ વૈજનાથજીએ પોતાના ખુલાસામાં લખ્યું છે તે યોગ્ય નથી, કેમકે તેઓ કેટલાંક પાશ્ચાત્ય તંત્રો, પ્રાણના સૂક્ષ્મસ્વરૂપને લગતી હકિકત, ધારણાઓના કેટલાક પ્રકારો, અંતઃકરણની ક્રમપૂર્વક ઉન્નતિ કરવાનાં સાધનો, ને બંગાળી ભાષા મહારાજ શ્રીનથુરામશર્માપાસેથી શીખ્યા હતા. એમાં તેમના અંતઃકરણનો ઉંડાણનો ભાગ ને સર્વજ્ઞ શ્રીઈશ્વર એ સાક્ષી છે.

સં૦ ૧૯૩૯ માં અભ્યાસ શરુ કર્યાની વાત તેમના તે શાલની આખરના પૂર્વે આપેલા એ કાગળો ખોટી પાડે છે. તેમનું પ્રથમ મળવું પણ સં૦ ૧૯૪૦ ના ઊનાળામાં થયું હતું. પ્રથમ પ્રકારની નેતિ બતાવવાની વાત સાચી હશે, ને બ્રહ્મદાતણ માત્ર તેમણે કરી બતાવ્યું હશે એમ અનુમાન થાય છે.

જે ખુલાસો તેમણે છપાવ્યો છે તેમાં કુંજરક્રિયા ને પ્રાણાયામ લીંબડી શીખવ્યાનું જણાવ્યું છે તે ખોટું છે. તે ત્યાં શીખવ્યાં નહોતાં,

પણ કોઇ પ્રયોજનથી પોતાને જે પ્રમાણે તે આવડતાં હશે તે પ્રમાણે તે કદાચ તેમણે કરી બતાવ્યાં હશે એવું અનુમાન થાય છે. આઠ પ્રકારના કુંભક માંગરોળમાં કરી બતાવ્યાનું (શીખવ્યાનું નહિ) જણાવ્યું છે તે પોતાની હોંસથી પોતાનો યોગાભ્યાસ કેવો છે એમ જણાવવામાટે અને કાંઇ ફેરફાર જેવું હોય તો તેના સંબંધી ચર્ચા કરવામાટે કે પોતાની યોગ્યતા જણાવવામાટે મહારાજ શ્રીનથુરામશર્માની સમીપ કરી બતાવેલા હશે. તેવડે કાંઇ બીજું સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો તે યોગ્ય નથી એમ થોડો વિચાર કરવાથી પણ વિવેકીને જણાઇ આવે એમ છે. પ્રાણાયામ ને અષ્ટવિધ કુંભક તો મહારાજ શ્રીનથુરામશર્માને તે વેળા સારી રીતે જ્ઞાત હતા, અને અન્ય અધિકારીઓને તેઓ તે વેળા શીખવતા હતા. સારણમાં નહિ, પણ કામનાથની પાસેની સેરીઆજીનદીના કુંડમાં તેમણે ખાટલીની રીતે તરી બતાવ્યું હતું તે પ્લાવિનીકુંભક નહોતો. કામનાથમહાદેવના દેવળમાં તેમણે મહારાજ શ્રીનથુરામશર્માની ઇચ્છાથી તેઓને દીક્ષા આપ્યાનું તથા તે વેળા શ્રી૦ વૈજનાથજીને છત્રી, રેશમી મુગટો ને સાત રૂપીઆ દક્ષિણાના આપ્યાનું જીવનચરિત્રમાં પૃ૦ ૧૬૩—૧૬૪ પર જણાવ્યું છે, તથા શ્રીવૈજનાથજીએ પોતાના ખુલાસામાં કામનાથમાં મહારાજ શ્રીનથુરામશર્માને દીક્ષા આપ્યાનું જણાવ્યું છે તે સત્ય નથી. તે વેળા માંગરોળના પ્રતિષ્ઠિત વકીલ શ્રીયુત ત્રિભુવનદાસ કૃપાશંકર આદિ જે ગૃહસ્થો કામનાથમાં સાથે હતા તે સર્વ જાણે છે કે ત્યાં એવું કાંઇ બન્યું નહોતું. તેમનો તપાસ જો પૂર્વપક્ષીઓ કરશે તો સત્ય શું છે તે એની મેળે સ્પષ્ટ જણાઇ આવશે. શ્રીયુત ત્રિભુવનદાસ કૃપાશંકર હાલ વેરાવળમાં પ્રતિષ્ઠિત વકીલ છે તેમણે આ વિષયના સંબંધમાં નીચે પ્રમાણેનો કાગળ ભાઇ ત્રિભુવનપર પોતાના અનુભવનો લખ્યો છે તે વાંચવાથી સૌની ખાત્રી થશે કે શ્રી૦ વૈજનાથજીનું લખવું ને જીવનચરિત્રકારનું લખવું સાચું નથી.

" ૐ વેરાવળ અશાડ વદ ૧૨ રવીવાર.

પ્રીય બન્ધુ ત્રિભુવન વિઠ્ઠલજી.

મુ. બીલખા.

વેરાવળથી ત્રિભુવનદાસ કૃપાશંકર વકીલના પ્રેમપુર્વક પ્રણામ વાંચશો. શ્રી૦ વૈજનાથજીનું ગૃહસ્થની સ્થીતીમાં પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્માની પાસે માંગરોળ આગમન થયું હતું તે હું જાણું છૌં. પુજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્માની સાથે તે વખતે શ્રી૦ વૈજનાથજી હું અને મારા કેટલાક મીત્રો કામનાથ ગયા હતા. ત્યાં થોડા કલાકો રોકાયા હતા. તે વેળા શ્રી૦ વૈજનાથજીએ પુજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્માને કે બીજા કોઇને કોઇ પ્રકારની **દીક્ષા આપી નહોતી, તેમ તેમને કોઇએ કાંઈ દક્ષિણા કે કાંઈ પદાર્થો ભેટ આપ્યા નહોતા.** આ વખતે કામનાથનો કુન્ડ જેમાં સેરીયાજીનદીનું પાણી આવે છે, તે કુન્ડ કાંઠા તથા પગથીયાંથી બાંધેલો હોઇ તે કુન્ડમાં શ્રી૦ વૈજનાથજી નાતીવેળા થોડી મીનીટ ખાટલીની રીતે તર્યા હતા. તેઓ લીંબડી જવાના હતા તે વેળા તેમને **ભાડાના પૈસા આપ્યા** હતા, અને **તેમની ઇચ્છાથી છત્રી ને મુગટો અપાયાં** હતાં.

માહારૂં વેરાવળ આવવું થયા બાદ શ્રી૦ વૈજનાથજી તુરતમાંજ શ્રીજગન્નાથતીર્થ એવું નામ ધારણ કર્યા પછે વેરાવળમાં પધાર્યા હતા, અને આહીંના સરકારી ઉતારાઓ છે તેમાંના એક ભાગમાં ઉતર્યા હતા. આ વખતે હું તથા મારા મીત્ર વકીલ રા૦ ઓધવજી રણછોડ તેઓને મળવા ગયા હતા. **જ્યાં દીક્ષા દીધા સમંધીની** હકીકત **છાપામાં ખોટી કોણે છપાવી છે એવી ચરચા મેં પોતે તેમની સાથે કરેલી** કે જે વેળા તેઓ તદન મૌન ધારણ કરી રહ્યા હતા, કેમકે જે વાત માહારા અનુભવની હતી તેમાં માહારી

સાથે ચર્ચામાં ઉતરવાનું તેઓને માટે બહુજ મુશકિલ હતું. હાલ એજ. સ્નેહમાં વૃદ્ધી કરતા રહેશો.

લી૦ ત્રિભુવનદાસ કૃપાશંકરના
પ્રેમપૂર્વક પ્રણામ સ્વીકારશો. ”

કામનાથમાં ગુરુસ્તુતિ કર્યાની, ગુરુદક્ષિણામાં એક છત્રી રેશમી મુકટો ને સાત રૂપીઆ આપ્યાની, બંને જણુ પોતાને મુકામે આવ્યાની, ને બ્રહ્મભોજન કરાવ્યાની વાત પણ જીવનચરિત્રકારે શ્રીઈશ્વરનો ડર રાખ્યાવિના પોતાના મનવડે કલ્પીને કે કોઇના મિથ્યા કથનથી પ્રકટ કરેલી છે. ત્યાં દીક્ષાજ નહોતી અપાઈ એ વાત સિદ્ધ છે એટલે પછી સ્તુતિ આદિને કયાં અવકાશ છે? લીંબડી જવાનો સમય સમીપ આવે તેમને આવવાજવાના ગાડીભાડાના સાત રૂપીઆ આપ્યા હતા, ને તેમણે અગત્ય જણાવી છત્રી ને મુકટાની માગણી કરી હતી તેથી તે તેમને સ્નેહને લઇને મગાવી આપ્યાં હતાં તે શું ગુરુદક્ષિણા કહેવાય ? બંને જણુ નહિ પણ જે સાથે હતા તે સૌ સાથે ઘેર આવ્યા હતા. સૌએ કામનાથમાં ભોજન લીધું હતું. માંગરોળમાં બ્રહ્મભોજન થયું નહોતું. કામનાથ માંગરોળમાં નથી, પણ ત્યાંથી આશરે ત્રણ ગાઉ દૂર છે.

મુંબઇ સમાચારમાંના તેમના લખાણનો રદીયો અનિવાર્ય અગત્ય જણાતાં શ્રી૦ વૈજનાથજી તથા જીવનચરિત્રલેખક જીવતા હતા ત્યારે બ્રહ્મનાદમાં સત્યપ્રભાકરની પહેલી આવૃત્તિમાં અપાઈ ગયો હતો. વળી શ્રીયુત ત્રિભુવનદાસ કૃપાશંકરે અને બીજાઓએ પણ શ્રી૦ વૈજનાથજીને આવું ખોટું નહોતું પ્રકટ કરવું જોઇતું એવા ભાવનું તેઓ જીવતા હતા ત્યારે સમીપમાં કહ્યું હતું. નકામો વિક્ષેપ નહિ વધારવાના હેતુથી અને તે લેખમાંના લખાણથી સાંકેતિક ક્ષ અને જ્ઞ નાં વ્યાવહારિક નામો તેમાંનાં બે પત્રોને ને બીજે આધારે બંને પક્ષના

ને તટસ્થ વાંચનારાઓ સમજી શકે એમ છે એમ ધારીને બંનેનાં સાંકેતિક નામો સત્યપ્રભાકરની પહેલી આવૃત્તિમાં આપવામાં આવ્યાં હતાં. એ લેખ જીવનચરિત્ર લખનારે તથા શ્રી૦ વૈજનાથજીએ વાંચ્યો હશે એવું અનુમાન થાય છે, કેમકે તે લેખ છપાયા પછી જીવન-ચરિત્ર લખનારનો એક અવિવેકથી ભરેલો કાગળ આવ્યો હતો. શ્રી૦ વૈજનાથજીના શરીરપાતપછી પણ તેમના કેટલાક સામાન્યબુદ્ધિવાળા શિષ્યોએ પોતાની પકડેલી ખોટી વાતોનો મમત ચાલુ રાખેલો જ-ણાયો, તેથી તેમનાં બંનેનાં વ્યાવહારિક નામો ખેદસહિત સત્યપ્રભા-કરની બીજી આવૃત્તિમાં પ્રકટ કરવાં પડયાં હતાં. " **आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा** " ( જે આદિમાં ને અંતમાં ન હોય તે વર્તમાનમાં માની લેવામાં આવે તોપણ ન હોય ) એ ભગવાન્ ગૌડપાદના વચનાનુસાર જેઓ આદિમાં એટલે સં૦ ૧૯૩૯ માં ને અંતમાં એટલે સં૦ ૧૯૪૪ માં વસ્તુતાએ સં૦ ૧૯૪૧ માં તેમના પોતાના સ્પષ્ટ શબ્દોથી શ્રી૦ વૈજનાથજી મહારાજ શ્રીનથુરામ-શર્માના મિત્ર સિદ્ધ થયા છે તો પછી તેમને વચ્ચેના સમયમાં એટલે સં૦ ૧૯૪૦ થી સં૦ ૧૯૪૪ સુધીમાં કે સં૦ ૧૯૪૧ સુધીમાં અન્ય-રૂપે બતાવવાનો હલકો પ્રયત્ન કરવો ને તેમાં ખોટા લુલા પુરાવાઓ રજુ કરી અસત્યને સત્ય કરવા પ્રયત્ન કરવો તે કોઇ પણ રીતે યોગ્ય નથી.

શ્રી૦ વૈજનાથજીના જીવનચરિત્રમાં પૃ૦ ૨૦૭ મે ચારે વેદનાં આહ્નિકપ્રકાશોવિષે નીચે પ્રમાણે છાપવામાં આવ્યું છે:—

" ઠાકોરસાહેબે પોતાની રૈયત અને બીજી પ્રજાના ધર્મહિત-સારુ મહાત્માશ્રીને ( શ્રી૦ વૈજનાથજીને ) ચારે વેદનાં આહ્નિક તૈયાર કરવા કહ્યું હતું, ત પ્રમાણે મહાત્માશ્રીએ ( શ્રી૦ વૈજનાથજીએ )

તૈયાર કરી [ મહારાજશ્રી ] નથુરામશર્માને પ્રેસકોપી કરી છપાવવા ભલામણ કરી હતી. " આમાં કૌંસમાંના શબ્દો મેં મારાતરફથી મુક્યા છે.

હવે સત્યપ્રભાકર વિમર્શમાં પૃષ્ઠ ૭ મે તેના લેખક તે લખાણથી વિરુદ્ધ નીચે પ્રમાણે પ્રકટ કરે છેઃ—

" શ્રી૦ વૈજનાથજીએ લીંબડીના ભટ્ટ મહાશંકરજીને તેવાં આહ્નિક તૈયાર કરવાને કહેલ તે ઉપરથી ઉક્ત ભટ્ટજીએ બહુ મહેનત લઇ ઘણાં ધર્મપુસ્તકો જોઈ આહ્નિકો તૈયાર કર્યાં, અને તે મરહુમ ઠાકોર સાહેબ તેમજ શ્રીમાન્ વૈજનાથજીને નિરીક્ષણ કરવામાટે સુપ્રત કરેલ, પણ ભાષાશૈલી તથા ક્રમ બરાબર ન જણાવાથી અમુક મુદતસુધી તે તેમજ રહ્યાં, પરંતુ કેટલાક સમયબાદ શ્રી૦ નથ્થુરામજી લીંબડી આવ્યા ત્યારે શ્રી૦ વૈજનાથજીને ત્યાં ઉતર્યા હતા.+++તેઓએ ( શ્રી૦ વૈજનાથજીએ ) સીફારસ કરી જે ભટ્ટ મહાશંકરે તૈયાર કરેલ આહ્નિકો જો શ્રી૦ નથ્થુરામશર્માને આપવામાં આવશે તો તેઓ ઉદ્યોગી હોઈ છપાવવા લાયક સ્થિતિમાં ગોઠવી જલદી છાપી પ્રસિદ્ધ કરવા યોગ્ય કરશે. આ ઉપરથી શ્રી૦ વૈજનાથજીની આજ્ઞાનુસાર ભટ્ટ મહાશંકરે તૈયાર કરેલ કાગળો શ્રી૦ નથ્થુરામશર્માને સુપ્રત કરવામાં આવ્યા."

જીવનચરિત્રમાં જ્યારે ચારે વેદનાં આહ્નિકો તૈયાર કરી શ્રી૦ વૈજનાથજીએ મહારાજ શ્રીનથુરામશર્માને તેની છાપવાની પ્રત તૈયાર કરી છપાવવાની ભલામણ કર્યાનું જણાવવામાં આવે છે, ત્યારે વિમર્શલેખક ખરી હકિકત જાણવાનો શ્રમ લીધા વિના લખે છે કે ભટ્ટ મહાશંકરે તૈયાર કરેલ આહ્નિકના કાગળો મહારાજ શ્રીનથુરામશર્માને સુપ્રત કરવામાં આવ્યા. શું આમાં પરસ્પર વિરોધ આવી પ્રથમની પ્રતિજ્ઞાનો ત્યાગ કરી બીજી નવી પ્રતિજ્ઞાનું ગ્રહણ કરવારૂપ દોષ આવતો નથી ? આમાં ખરી હકિકત એવી છે કે ભટ્ટ મહાશંકરજીએ કોઇ

પણ વેદનું એક પણ આહ્નિક તૈયાર કર્યુંજ નહોતું. તેમણે નિત્યકર્મમાંની અમુક અમુક ક્રિયાઓ કેમ કરવી તેના સંબંધમાં ઋષિઓના અભિપ્રાયોનો માત્ર સંગ્રહજ કર્યો હતો. તે સંગ્રહ મહાત્મા શ્રીનથુરામશર્માને મળ્યો હતો, પણ તે જોતાં તેનો પ્રયોગવાળા આહ્નિકપ્રકાશમાં ઉપયોગ થઈ શકે એમ ન જણાયું એટલે સં૦ ૧૯૪૮ ની શાલમાં એક પત્રની સાથે તે કાગળો લીંબડી પાછા મોકલી દેવામાં આવ્યા. તે કાગળો હજી પણ ભટ્ટજીના વારસપાસે હોવાનો સંભવ છે, અને તે વેળા લખાયેલો કાગળ પણ એમાંના એકના વારસપાસે જો તેનો નાશ નહિ કર્યો હોય તો હોવા સંભવ છે. તે કાગળોને તથા યજુર્વેદીય આહ્નિકપ્રકાશને મેળવી જોતાં જણાશે કે તે કાગળોને તથા આ આહ્નિકપ્રકાશને કોઇ પણ જાતનો લેશ પણ સંબંધ નથી. યજુર્વેદીય આહ્નિકપ્રકાશ શ્રીમાન્ ઠાકોરસાહેબની ને અન્ય ગૃહસ્થોની ઇચ્છાથી નવી ઢબથી તૈયાર કરવામાં આવ્યું હતું તે વાત શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઈ આદિ જે સજ્જનો એ આહ્નિકપ્રકાશ રચાતી વેળા ત્યાં હાજર હતા તેઓ જાણે છે. પછી સમય જતાં ઋગ્વેદ, સામવેદ ને અથર્વવેદનાં આહ્નિકપ્રકાશોની અગત્ય જણાતાં તે લખીને તૈયાર કરવામાં આવ્યાં હતાં, અને શ્રીમાન્ ઠાકોરસાહેબે ને બીજા ગૃહસ્થોએ તે છપાવ્યાં હતાં. એ આહ્નિકપ્રકાશો રચવામાં શ્રી૦ વૈજનાથજીના લેખની કે ભટ્ટ મહાશંકરજીના લેખની કાંઇ પણ મદદ લેવામાં આવી નહોતી, એ વાતની નીચેનો પ્રસિદ્ધ વકીલ શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઇનો કાગળ વાંચવાથી ખાત્રી થશેઃ—

“ ૐ

શ્રીપોરબંદર આષાઢ વદિ ૦)) બુધે.

શ્રીયુત ત્રિભુવન વિઠ્ઠલજી દવે. લીંબખા.

વિશેષઃ—શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ સંવત્ ૧૯૪૮ તથા ૧૯૪૯ માં પૂજ્યપાદ સદ્ગુરુ મહાત્મા શ્રીનથુરામશર્માએ નવી ઢબથી તૈયાર કર્યું હતું. તે કોઇના લેખની નકલ કે કોઇના લેખનો સુધારો કરીને તૈયાર કરવામાં આવ્યું નથી એ હું તથા શ્રીયુત ગણુપતરામ નાનાભાઈ ભટ્ટ આદિ જાણીએ છીએ. પછી બીજાં ત્રણ વેદનાં આહ્નિકપ્રકાશો તે તે વેદના સજ્જનોની ને અન્ય સજ્જનોની માગણીથી મહાત્મા શ્રીનથુરામશર્માએ તૈયાર કર્યાં હતાં. જેઓ બીજું ધારતા હોય તે તેમની ભૂલ છે એમ હું મારા અનુભવપરથી કહું છું.

વિ૦ ગોવિંદજી ડાહ્યાભાઇના પ્રણામ. ”

મહાત્મા શ્રીનથુરામશર્માનું જેતપુરથી લીંબડી પધારવું તે વેળાના નામદાર ઠાકોર સાહેબના નિમંત્રણથી થયું હતું, મહાત્માશ્રીનું પોતાની ઇચ્છાથી કે અન્યહેતુથી ત્યાં પધારવું થયું નહોતું. તેમના હસ્તાક્ષરના નિમંત્રણપત્રનું ઉત્તર તે વેળા જેતપુરથી પંચદશી આદિના ભાષાંતરકર્તા શ્રીયુત વિશ્વનાથ સદારામ પાઠકે નામદાર ઠાકોર સાહેબપર લીંબડી લખી મોકલ્યું હતું.

“ યોગકૌસ્તુભની પહેલી આવૃત્તિ વાંચવાથીજ ખબર પડશે કે આ પુસ્તકની રચનામાં શ્રી૦ વૈજનાથજીએ શ્રી૦ નથુરામશર્માને પૂર્ણ મદદ કરેલ છે. ” આ વિમર્શલેખકનું કહેવું પણ સત્યથી વિરુદ્ધ, કલ્પિત ને પોતાના અનુભવની બહારનું છે. વાંચનાર શું સર્વજ્ઞ છે કે તેમને તેના કર્તા કોણ છે એ જણાશે ? તે આવૃત્તિમાં માત્ર કુંડલિનીના સંબંધનો મુક્તશાસ્ત્રમાંથી કરેલો ઊતારો તેમણે છાપવા મોકલ્યો હતો, જેમાં ઘટતો સુધારો કરી તે તે ગ્રંથમાં ઉપયોગમાં લીધો હતો, તે શું તે ગ્રંથની રચનામાં તેમણે પૂર્ણ મદદ કરી કહેવાય ? તેમણે એ ઊતારો મોકલ્યો હતો, તેથીજ ગ્રંથકર્તા તરીકે તેમનું બીજું નામ તેમને પ્રસિદ્ધિમાં લાવવામાટે મુકવામાં આવ્યું હતું. આ વાત યોગ-

કૌસ્તુભની પ્રથમાવૃત્તિ પ્રકટ કરનાર પરલોકગત રા૦ રા૦ પુરુષોત્તમ કહાનજી ગાંધી સારી રીતે જાણતા હતા.

શ્રી૦ વૈજનાથજીના જીવનચરિત્રના પૃષ્ઠ ૧૬૪ માં તેના લેખક "[ મહારાજશ્રી ] નથુરામ પુસ્તકો રચી મહાત્મા ( શ્રી૦ વૈજનાથજી ) પાસે મોકલાવી સુધરાવી છપાવવા બહાર પાડતા હતા, અને યોગસંબંધી પુસ્તકોના ખુલાસા તેમની પાસેથીજ લેતા હતા." એમ એ ચોપડી છપાઈ ત્યાંસુધીનાં એટલે સન ૧૯૧૧ સુધીનાં સર્વ પુસ્તકોમાટે મોઘમ ખોટું લખ્યું છે ત્યારે વિમર્શલેખક માત્ર પરમપદબોધિનીની પહેલી આવૃત્તિ રચવામાં ને સ્વાભાવિકધર્મની બીજી આવૃત્તિ રચવામાં શ્રી૦ વૈજનાથજીએ મદદ કરી હતી એવું હેતુના જ્ઞાનવિના અનુમાન કરી જીવનચરિત્રલેખકનો બચાવ કરે છે કે "રા૦ રા૦ ત્રિકમલાલે એમ કાંઈ લખ્યું નથી કે શ્રી૦ નથુરામશર્માનાં બધાં પુસ્તકોમાં શ્રી૦ વૈજનાથજીએ સુધારા કર્યા હોય." આ બચાવ ને લખવું યોગ્ય છે કે કેમ તેનો વિચાર ઉપરનાં બંને લખાણ વાંચી વિચારી તટસ્થ સજ્જનો કરી શકે એમ છે. પ્રામાણિકપણે પૂરું જાણ્યાવિના પ્રતિષ્ઠાહાનિનો ને પાપપ્રાપ્તિનો વિચાર કર્યાવિના કેવળ ખોટું લખવું એ યોગ્ય નથી. વસ્તુતાએ કોઈ પણ ગ્રંથ લખવામાં તેમણે સાહાય્ય કરી નથી.

પરમપદબોધિનીની પહેલી આવૃત્તિની હસ્તલિખિત પ્રતિ ને સ્વાભાવિક ધર્મની છાપેલી પહેલી આવૃત્તિ કે બીજી આવૃત્તિની હસ્તલિખિત પ્રત શ્રી૦ વૈજનાથજીને પરસ્પરના સ્નેહને લીધે જોવાવાંચવા મોકલી હતી. તેના સંબંધમાં તેમણે કાંઇ સહજસાજ સૂચવ્યું હોય, ને તેમની સાથેના સ્નેહને લીધે તેમને પ્રસિદ્ધિમાં લાવવા તથા શિષ્ટાચારને માન આપવા તે બંને ગ્રંથોની પ્રસ્તાવનામાં એક મિત્રતરીકે તેમનો આભાર માન્યો હોય તેને શ્રી૦ વૈજનાથજી મહારાજ શ્રીનથુરામશર્માના ગ્રંથોમાં સુધારો કરતા હતા એવું રૂપ આપવું તે

માત્ર સાહસજ ગણાય. હવે તો તે બંને ગ્રંથોની રચનાજ બદલાઇ ગઇ છે, પણ તે વેળાની આવૃત્તિમાં પણ તેમાંનો અમુક ભાગ શ્રી૦ વૈજનાથજીએ લખ્યો હતો એમ વિમર્શકાર જો સિદ્ધ કરી આપશે તો અમે તેમને ધન્યવાદ આપીશું. કોઈ ચિત્ર, ચોપડી, સ્વરોદય ને ષટ્ચક્રભેદના પુસ્તકની પહોંચી લખી તેનો ગ્રંથના સુધારાવધારાની સાથે કાંઇજ સંબંધ નથી, છતાં તેને પણ તેમાં ભેળવ્યું છે, એટલે તેનું સમાધાન કરવાની કાંઇ અગત્ય રહેતી નથી.

"શ્રી૦ વૈજનાથજીને મળ્યા પહેલાં મહારાજ શ્રીનથુરામશર્મા યોગવિદ્યાસંબંધી જાણતા નહોતા" એવું ખોટું લખતાં પહેલાં જીવનચરિત્ર લખનારે તે વેળા તેમનું યોગસંબંધી વાચનમનન ને અનુભવ કેટલાં હતાં તે જાણવા પ્રયત્ન કરવો જોઇતો હતો. જેમણે યોગવિદ્યાના પ્રમાણભૂત લેખો વાંચ્યા વિચાર્યા હતા, ને પરપદબોધિનીજેવો યોગનો ગ્રંથ લખ્યો હતો તેમને યોગવિદ્યાનું જ્ઞાન નહોતું એમ કહેવું તે માત્ર ખોટું સાહસજ છે.

અધ્યાત્મપ્રસાદવડે ઋતંભરાપ્રજ્ઞાની પ્રાપ્તિ કર્યાવિના સત્યપ્રભાકરવિમર્શના લેખક 'શ્રી૦ વૈજનાથજી અસાધારણ યોગી હતા, ને તેમણે અમુકના ઉપર યોગસંબંધી ઘણો અનુગ્રહ કર્યો છે' એવું ખોટું જણાવ્યું છે તે તેમના અધિકારની બહારનું લખેલું હોવાથી પ્રમાણરૂપ ગણાય એવું નથી એ સ્પષ્ટજ છે.

કેવા કેવા પુરુષોને કેવા કેવા સંયોગોમાં અંતર્યામીની કૃપાથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, કેવા કેવા પુરુષો જન્મથીજ બ્રહ્મજ્ઞાનાદિથી યુક્ત હોય છે, અને કેવા કેવા પુરુષોને વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષની પાસેથી બ્રહ્મજ્ઞાન સંપાદન કરવું પડે છે એ શાસ્ત્રીય સિદ્ધાંત નહિ સમજનાર મનુષ્યને તેવા વિષયને લગતું સમાધાન આપવું તે નિરર્થક છે.

શ્રી૦ વૈજનાથજીએ પોતાના આસોસુદિ ૧ ના કાગળમાં "આપનો આજ્ઞાંકિત સેવક વૈજનાથ" "આપને વિનતિ જે આપે કૃપા કરી મારા પર દયા લાવી" "એજ પ્રમાણે પત્ર દ્વારાએ દર્શન દેશો" "હમેશાં હમેશ યાદ કર્યા કરું છું" "—ને પૂછી જોવાથી જણાશે કે હું આપને કેવી રીતે યાદ કરું છું," એમ લખ્યું છે, તથા આસોસુદિ ૧૪ નાં બીજા કાગળમાં "તેથી આપનો હું ઘણોજ આભાર માનું છું" અને બંને કાગળોમાં ક્રમથી "સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વાંચશોજી," તથા "સાષ્ટાંગદંડવત્ પ્રણામ આપની સેવામાં અંગીકાર કરશોજી આપને તસ્દી દીધી છે તે માફ કરશોજી." એવા શબ્દો લખ્યા છે તે તેમણે સ્નેહભાવથી લખ્યા છે. તે શબ્દોવડે મહારાજ શ્રીનથુરામશર્માએ પોતાનામાં ગુરુપદનો ને તેમનામાં શિષ્યપદનો કદીપણ આરોપ કર્યો નથી, તેમ કોઇ પણ મનુષ્યને તેવું કહ્યું નથી, તેમ કોઇને તેવું લખ્યું લખાવ્યું પણ નથી, તો પછી કોઇ પત્રના આરંભમાં તેમને ભાઇ લખી અંતમાં મંગળાચરણરૂપે અંતર્યામીનો કે શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનો મહિમા લખવાથી કે હરિ ગુરુ અને સંતના સેવક લખી જય સચ્ચિદાનંદ લખવાથી કે તાબેદાર લખી જય સચ્ચિદાનંદ કે દંડવત્ લખવાથી અને કોઇ વેળા તેમનો શિષ્ટાચારની રીતે ઉપકાર માનવાથી ને દયા માગવાથી જેમના પર તે કાગળો લખાયા હોય તેમણે પોતાનામાં ગુરુપદનો ને લખનારમાં શિષ્યપદનો આરોપ કરવો વા બીજાએ એવું અયોગ્ય અનુમાન કાઢવું તે યોગ્ય છે કે કેમ તે દેહાભિમાનરહિત વિવેકી સંતોએ વિચારવાનું છે.

શક્તિ ને અનુકૂલતા હોય તો પોતાના બ્રાહ્મણ મિત્રને તેમણે જે ઉપયોગી વસ્તુ મગાવી હોય તે મોકલવાથી મોકલનારનું શિષ્યપણું સિદ્ધ થતું નથી, તેમજ યોગનો પરિપાક થવામાં ઘણાં વિઘ્નો રહેલાં

હોવાથી શ્રીતુલસીદાસજીએ જેમ રામાયણ સારું થવામાટે તથા તેની નિર્વિઘ્ને સમાપ્તિ થવામાટે સ્થાવરજંગમ સર્વ જીવોની દયા માગી છે તેમ સર્વ સ્થાવરજંગમ જીવોની દયા માગવામાં આવે તો તેથી તે જીવોનું કાંઇ ગુરુપણું મનાતું નથી, તો પછી મિત્રની દયા માગવાથી મિત્રનું ગુરુપણું કેવી રીતે માની શકાય?

બંને પરસ્પર પોતપોતાનો યોગાનુભવ જણાવતા હતા, ને તે વિષયનો વિચાર કરતા હતા, તથા પુસ્તકાદિ મગાવતા મોકલતા હતા, તેથીજ મહારાજ શ્રીનથુરામશર્માએ પોતાના કાગળોમાં તેમને પ્રિય-ભાઇ, પ્રિય બાંધવ કે મિત્ર લખ્યા છે, ને તે કાગળોમાં પોતાનો અ-નુભવ દર્શાવ્યો છે. સ્નેહથી, સરલતાથી ને સૌજન્યથી લખાયેલાં પત્રોમાંથી પાછળથી પૂર્વાપરનો સંબંધ મુકી દઇ જે વિચિત્રભાવ પ્રતીત કરાવવામાટે ખોટો પ્રયત્ન કરવામાં આવ્યો છે એ પણ એવા મનુષ્યોના સ્વભાવની વિચિત્રતા પ્રકટ કરે છે.

શ્રી૦ વૈજનાથજીના જીવનચરિત્રમાં તેમનું માહાત્મ્ય વધારવામાં મહારાજ શ્રીનથુરામશર્માનાં આ પત્રો બહુ ઉપયોગી થઇ પડશે એમ જાણી જીવનચરિત્રકારે પોતાની મતલબમાટે ચુંટી કાઢેલાં ચૌદ પત્રો પ્રકટ કર્યા છે. એ પત્રોમાં કેટલાંકમાં સંવત્ ને કેટલાંકમાં તિથિમાસાદિ તથા સ્થળ છાપ્યાં નથી. એ પત્રો જો સ્થળ લખી તિથિ, માસ ને શાલવાર ક્રમપૂર્વક ગોઠવી શ્રી૦ વૈજનાથજીનાં પત્રોની સાથે છાપ્યાં હોત તો તે કેવા સમયમાં, ક્યાંથી, કેવા હેતુથી, ને પરસ્પરની કેવી સ્થિતિએ લખાયાં હતાં તે સમજવાની અન્યને સુલભતા થાત. એ પત્રોમાંનો ઘણો ભાગ અન્યને નિરુપયોગી ને કેટલોક ભાગ તે-મના કહેવાથી વિરુદ્ધ જાય એવો છે, માત્ર થોડોજ ભાગ અણસમજુ અજાણ્યાને કાંઇક ભ્રમમાં નાંખે એવો છે.

તે વેળા મહારાજ શ્રીનથુરામશર્માની યોગ ને વેદાંતપર અ-

સાધારણ રુચિ હોવાથી તથા તે સંબંધની નાનામાં નાની વાત જાણવાની તેવા પુરુષોને મળવાની, તેને લગતાં પુસ્તકો મેળવવાની, ને તેમની સાથે પત્રવ્યવહાર ચલાવવાની તીવ્ર ઇચ્છા હોવાથી શ્રી૦ વૈજનાથજીના ઉપર તેમને યોગાભ્યાસમાં ને વેદાંતમાં રુચિ રાખનારા જાણી મિત્ર કે ધર્મભાઈની બુદ્ધિથી મહાત્મા શ્રીનથુરામશર્માએ પત્રો લખ્યાં હતાં. આવો વ્યવહાર સં૦ ૧૯૩૯ ના ભાદરવા વદિથી સં૦ ૧૯૪૧ ના ઊનાળાસુધી એટલે શ્રી૦ વૈજનાથજી માંગરોળમાં આવ્યા અને તેમના મનની સ્થિતિ જોઇ, તેમની વાતચીતો સાંભળી, ને તેમની ચર્યા જોઇ, ત્યાંસુધી ચાલ્યો હતો. તે પછી આજસુધી તેમની સાથે ચાલેલી મૈત્રી ત્રોડવી એ વ્યવહારપક્ષે ઉચિત નથી એમ સમજી મહાત્મા શ્રીનથુરામશર્માએ તેમની સાથે સામાન્યમૈત્રી ચાલુ રાખી હતી. પછી તેમના અંતઃકરણના બંધારણની, તેમના વિચારોની, ને તેમની પ્રવૃત્તિની ભિન્નતા વારંવાર જોઇ, તેથી તે સામાન્યમૈત્રી પણ ધીમી પાડી સં૦ ૧૯૪૮ થી મહાત્મા શ્રીનથુરામશર્માએ તેમની સાથે પ્રયોજનજેટલો વ્યવહાર રાખ્યો હતો.

" એક દિવસ [ મહાત્મા શ્રી ] નથુરામશર્માએ મહાત્માને ( શ્રી૦ વૈજનાથજીને) કહ્યું કે મારે ગુરુદીક્ષા લેવાની ઇચ્છા છે. એ વિનતિ સાંભળી મહાત્માશ્રીએ ( શ્રી૦ વૈજનાથજીએ ) તેમનું પુરુષાર્થ જોઈ તેમની વિનતિ કબુલ રાખી. " આમ જીવનચરિત્રલેખક કોઇના કહેવાથી કે પોતાના દોઢડહાપણથી જીવનચરિત્રના પૃષ્ઠ ૧૬૩ મે લખે છે, તે તેમનું લખવું કેવળ ખોટું છે, કેમકે વિનતિવિનાજ શ્રી૦ વૈજનાથજીએ પોતે દીક્ષા આપવાની ઇચ્છા મહાત્મા શ્રીનથુરામશર્માની આગળ પ્રકટ કરી હતી, પણ નીચે જણાવેલાં કારણોથી તેમની તે માગણી મહાત્મા શ્રીનથુરામશર્માના તરફથી સ્વીકારવામાં આવી નહોતી, ને એમ હોવાથી કામનાથમાં દીક્ષા આપવાની વાત કેવળ બનાવટી પ્રકટ

કરી છે. એ વાત તે વેળા કામનાથમાં જે સજ્જનો હાજર હતા, ને જેઓ હજી વિદ્યમાન છે, તેઓ સારી રીતે જાણે છે. જે વિષે પૂર્વે શ્રીયુત ત્રિભુવનદાસ કૃપાશંકર વકીલનું આના સંબંધનું પત્ર આપી બહુ સ્પષ્ટ કરાયું છે.

વેદાંતસંપ્રદાયમાં જેઓ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ હોય તેઓજ મુમુક્ષુના ગુરુ ( સદ્‌ગુરુ ) થવાને યોગ્ય ગણાય છે તે વાત શ્રુતિ, સ્મૃતિ ને પુરાણાદિથી મહાત્મા શ્રીનથુરામશર્મા જાણતા હતા, ને તેવી યોગ્યતા શ્રી० વૈજનાથજીના અંતઃકરણની મહાત્મા શ્રીનથુરામશર્માને જણાઈ નહોતી તેથી, અને યોગસંપ્રદાયમાં જેઓ સંપ્રજ્ઞાત કે અસંપ્રજ્ઞાત યોગપર્યંત પહોંચ્યા હોય તેઓજ મુમુક્ષુના ગુરુ થવાને યોગ્ય ગણાય છે એ વાત પણ તેમને જ્ઞાત હતી, ને તેવી યોગ્યતા પણ શ્રી० વૈજનાથજીમાં તેમણે જોઈ નહોતી, તેઓ પણ સામાન્ય યોગાભ્યાસ કરતા હતા એમ મહાત્મા શ્રીનથુરામશર્માને તેમના લખાણપરથી, વાતચીતપરથી ને સમાગમથી સ્પષ્ટ જણાયું હતું તેથી, શ્રી० વૈજનાથજીની દીક્ષા આપવાની ઇચ્છા છતાં પણ તેમની તે ઇચ્છા ફળીભૂત થઇ નહોતી એમ સખેદ જણાવવું પડે છે.

હવે તે જીવનચરિત્રમાં છાપેલાં ચૌદ પત્રોમાંનાં મથાળાં સાચાં હશે એમ માનીને તે તપાસીએ. નં० ૧ માં " યોગવિદ્‌રિષ્ઠ સુજ્ઞ ભાઇ" નં० ૨ માં મથાળું છાપ્યું નથી. નં० ૩ માં "સુજ્ઞ તત્ત્વદર્શી શ્રીમન્ ગુરુ " નં० ૪ માં " યોગવિદ્‌રિષ્ઠ યોગપરાયણ બ્રહ્મનિષ્ઠ " નં० ૫ માં " યોગવિદ્‌રિષ્ઠ શુકલ (સકલ ?) શુભગુણ સંપન્ન સદા હેતસ્વી મુરબ્બી ભાઇ" નં० ૬ માં મથાળું છાપ્યું નથી. નં० ૭ માં "મુરબ્બી મહેરબાન સુજ્ઞ પ્રિયભાઇ " નં० ૮ માં " બ્રહ્મવિદ્‌રિષ્ઠ સુજ્ઞ" નં० ૯ માં મથાળું છાપ્યું નથી. નં० ૧૦ માં " સદા મહેરબાન યોગવિદ્‌રિષ્ઠ પ્રિય બાંધવ " નં० ૧૧–૧૨ માં મથાળું છાપ્યું નથી. નં०

૧૩ માં " મહેરબાન " અને નં૦ ૧૪ માં " સુજ્ઞ. " એમાં નં૦ ૨–૬–૯–૧૧ ને ૧૨ એ પાંચ પત્રોમાં મથાળાં જણાવ્યાંજ નથી એટલે તે વિષે કાંઇ વિશેષ કહેવાનું રહેતું નથી, પણ માત્ર એટલું કહી શકાય ખરું કે તે મથાળાં તેમની કલ્પનાનાં વિઘાતક હોવાં જોઇએ. નં૦ ૧, ૫, ૭ ને ૧૦ માં ક્રમથી ભાઈ, મુરબ્બી ભાઇ, પ્રિય ભાઈ ને પ્રિય બાંધવ તથા નં૦ ૧૪ માં માત્ર સુજ્ઞ એટલુંજ વિશેષણ મુકયું છે તે બધાં વિશેષણો જો મહાત્મા શ્રીનથુરામશર્માએ શ્રી૦ વૈજનાથજીને પોતાના ગુરુ માન્યા હોય તો તેઓ લખેજ નહિ. જે પત્રોને મથાળે તેમને માટે યોગવિદ્વરિષ્ઠ, બ્રહ્મવિદ્વરિષ્ઠ, બ્રહ્મનિષ્ઠ, તત્ત્વદર્શી ને મહેરબાન એવા શબ્દો છાપ્યા છે તે " જે વેંત નમે તેમને હાથ નમવું " એવા શિષ્ટાચારને લઇને તેઓ મહાત્મા શ્રીનથુરામશર્માને પોતાનાં પત્રોમાં એવા માનવાચક શબ્દો લખતા તેથી, અને જેમ બ્રાહ્મણને તેની યોગ્યતાનો પૂરો વિચાર કર્યા વિના ઉપચારથી વેદમૂર્તિ લખાય છે તેમ લખાયેલા છે. નં૦ ૩ માં છપાયેલું શ્રીમન્ ગુરુ એ વિશેષણ જો ભૂલથી કે ઇરાદાપૂર્વક ખોટું નહિ છાપેલું હોય તો તે પણ તેર કાગળોની પેઠે માંગરોળમાં તેમના મળવા પહેલાંનું હોવાથી સર્વ કાગળોનાં મથાળાંની સાથે સરખાવતાં ને નીચેની સહી જોતાં ઉપચારથી માત્ર માનાર્થે લખેલું હશે એમ જણાય છે.

હવે એ ચૌદ પત્રોમાંની છપાયેલી સહીઓ ને વિવેક સાચાં માનીને તેનો વિચાર કરી જોઇએ તો એકમાં મહાત્મા શ્રીનથુરામશર્માની સહી નથી, એકમાં માત્ર પોતાના નામની સહીજ છે, પાંચમાં સહી ને જયસચ્ચિદાનંદ છે, એકમાં દંડવત્ ને છમાં સાષ્ટાંગ દંડવત્ ને જયસચ્ચિદાનંદ એમ છાપેલ છે. નામની આગળ કોઈમાં સેવક, કોઈમાં આજ્ઞાંકિત સેવક, કોઇમાં હરિ ગુરુ ને સંતનો ગુલામ ઇત્યાદિ નમ્રતાવાચક શબ્દો છે. એ શબ્દો પણ તે સમયમાં

જેમ શ્રી૦ વૈજનાથજી તેમના પૂર્વે છાપેલા કાગળોમાં જણાવેલી રીતે પોતાના નામની આગળ આજ્ઞાંકિત સેવક લખી પછી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ શિષ્ટાચારની રીતે મહાત્મા શ્રીનથુરામશર્માને લખતા હતા, તેમ શિષ્ટાચારની રીતે લખાયા છે એટલે તેવી સહીથી પણ શ્રી૦ વૈજનાથજીનું ગુરુપણું સિદ્ધ કરવાનો જીવનચરિત્રલેખકનો તથા વિમર્શલેખકનો પ્રયત્ન સફળ થતો નથી.

હવે એ ચૌદ પત્રોમાંના નિરુપયોગી વ્યાવહારિક ભાગો મુકી દઈ પરમાર્થની સાથે ન્યૂનાધિક અંશે સંબંધ રાખનારા ભાગોનો વિચાર કરી પૂર્વપક્ષનું નિરાકરણ કરાય છે. પહેલા પત્રમાં શ્રી૦ વૈજનાથજીની પાસે કેટલોક સમય ગાળવાનો મહાત્મા શ્રીનથુરામશર્માએ તેઓ યોગમાં આગળ વધેલા હશે એમ જાણી પોતાનો વિચાર બતાવ્યો છે, પણ પછી તેમના અંતઃકરણની ને અભ્યાસની સ્થિતિનો વિચાર કરી તેમની પાસે રહેવાનો વિચાર મહારાજ શ્રીનથુરામશર્માએ બંધ રાખ્યો હતો, એટલે એ પત્ર તટસ્થદષ્ટિએ મહત્ત્વવાળું નથી. બીજા પત્રમાં તેમને યોગનાં પુસ્તકો લઇને મોજીદડ આવવા લખ્યું છે, એમાં પણ તેમની પાસે કાંઈ ઉપયોગી પુસ્તકો હોય તો તે જોવાંવાંચવાં એવો ભાવ હોવાથી તે પત્ર પણ ગુરુપણું સિદ્ધ કરવામાટે મહત્ત્વવાળું નથી. ત્રીજા પત્રમાં તેમણે જે પદાર્થો તથા પુસ્તકો પોતાની પાસે હોવાનું જણાવ્યું હશે તે પદાર્થો તથા પુસ્તકો લઇને તેમને મોજીદડ આવવાનું ભાવપૂર્વક લખ્યું છે તે પણ તેમનો પક્ષ દૃઢ કરવામાં મહત્ત્વનું પત્ર નથી. તેમાં જણાવેલાં કેટલાંક પુસ્તક ને પદાર્થ તેઓ સાથે લાવ્યા નહોતા. ચોથા પત્રમાં પોતે યોગાભ્યાસમાં આગળ વધે જાય છે એવું શ્રી૦ વૈજનાથજીએ જણાવ્યું હશે તેના ઉત્તરમાં તે વિષે મહાત્મા શ્રીનથુરામશર્માએ શિષ્ટાચારની રીતે પોતાને સંતોષ થયાનું જણાવ્યું છે, અને તેમણે જે કાંઇક કાલ્પનિક અને કાંઇક

સાચું લખ્યું હશે તેને લગતા આઠ તથા બીજા બે પ્રશ્નો મળીને કુલ દશ પ્રશ્નો ને વશીકરણાદિ ક્રિયાઓવિષેનો પોતાનો અભિપ્રાય આદિ લખેલ છે. તેમને જે દશ પ્રશ્નો પૂછયા હતા તેમાંના એક પ્રશ્નનું સંતોષકારક ઉત્તર તેઓ આપી શકયા નહોતા, તેથી એ પત્ર પણ તેમનું મહત્ત્વ સિદ્ધ કરવામાં ઉપયોગી થતો નથી. પાંચમા પત્રમાં તેમણે જે દોહરા સુધરાવવામાટે મોકલ્યા હશે તેમાં સુધારો કરાશે એમ મહાત્મા શ્રીનથુરામશર્માએ તેમને લખ્યું છે, તેમને તેમના અભ્યાસની દઢતામાટે બીજા વિષયના દોહરા લખવાનું સૂચવ્યું છે, તથા અજપાના ન્યાસની પૃચ્છા કરી તેમના પૂછવાથી પોતાના અભ્યાસની હકિકત જણાવી છે. તેમાં એક નાકમાંથી બીજા નાકમાં નેતિ કાઢવાનો ખુલાસો તેઓ લખી શકયા નહોતા. તેઓએ હું અભ્યાસમાં મદદ કરી શકું છું એમ લખ્યું હશે એટલે તે વાતને તે વેળા સાચી માની તેમને પ્રાણાયામમાં ને બિંદુદર્શનમાં સાહાય્ય કરવા લખ્યું છે. જે સાહાય્ય કરવાનું તેમનાથી થઇ શકયું નહોતું. એ પત્રના અંતમાં નવ સોરઠા જિજ્ઞાસુના અંતઃકરણની વૃત્તિ પરમાત્મપ્રાપ્તિમાટે કેવી આતુરતાવાળી જોઇએ એમ જણાવવામાટે પોતે (મહાત્મા શ્રીનથુરામશર્માએ) જે સદ્ગુરુની સ્તુતિ લખી હશે તેમાંથી અંતિમ મંગલરૂપે લખ્યા છે. નવમા સોરઠાના પૂર્વાર્ધમાં આનંદ, પ્રેમ ને મર્મનો કાગળ તુરત લખજો એવા ભાવનાં જે વચનો છે તે વચનો અંતર્યામિરૂપ સદ્ગુરુને પોતાની પારમેશ્વરી શક્તિનો વેળાસર પાત કરવાના અર્થમાં લખાયાં છે. જેમ અખાભક્તે "કાગળ સદ્ગુરુ લખે તેના વિરલા વાંચણહાર" એ ભજનમાં સદ્ગુરુના કાગળની કલ્પના કરીને અંતર્યામિની પ્રેરણાઓનું ને શુભ ગુણોનું કાગળરૂપે વર્ણન કર્યું છે તેમ આ લેખમાં પણ તેવોજ ભાવ જણાવ્યો છે. જેમ શ્રી૦ વૈજનાથજીના પહેલા કાગળના

ભજનમાં ગુરુના સ્થાનનું વર્ણન છે તે મહારાજ શ્રીનથુરામશર્માને ઉદ્દેશીને નથી, તેમ આ સોરઠા પણ શ્રી૰ વૈજનાથજીને ઉદ્દેશીને નથી. જો મહાત્મા શ્રીનથુરામશર્મા શ્રી૰ વૈજનાથજીને પોતાના સદ્ગુરુ માનતા હોય તો તેજ પત્રને મથાળે ભાઈશ્રી અને અંતમાં જય સચ્ચિદાનંદ શામાટે લખે? હરિ ગુરુ સંતનો ગુલામ તેમાંનો ગુરુશબ્દ શ્રી૰વૈજનાથજીને લાગુ પાડવો તે પણ તેવા મનુષ્યના માત્ર ગુજરાતીભાષાના અજ્ઞાનવિના ને મતાગ્રહવિના બીજું કાંઈ જણાવતું નથી. છઠ્ઠા પત્રમાં પરમાર્થવિષે કાંઈ લખ્યું નથી. સાતમા પત્રમાં વજ્રોલીમાટે રૂપાની સળી તથા ધમણ શ્રી૰ વૈજનાથજીએ મગાવ્યાં હતાં તેનું તથા હઠપ્રદીપિકાની ને પાતંજલસૂત્રોની નકલ પોતાને માટે કરી મોકલવાનું તેમણે લખ્યું હતું તેનું ઉત્તર છે. પછીથી ખેચરી કે વજ્રોલી કરી બતાવવા તેઓ સમર્થ થઇ શકયા નહોતા. અષ્ટાવક્રની ટીકા તથા ગુરુશિષ્યના સંવાદનું કામ તેમણે આરંભ્યું છે એમ તેમણે લખ્યું હતું તેથી તે પૂરું કરવા સૂચવ્યું છે. તે પૂરાં થયાં કે નહિ તે પછીથી જાણવામાં આવ્યું નથી. એ પત્રના પાછળના ભાગમાં તેમના પૂછવાથી મહાત્મા શ્રીનથુરામશર્માએ પોતાના અભ્યાસની કેટલીક હકિકત લખી છે, તથા બે સ્વામીની ને તેમની પ્રવૃત્તિની કેટલીક હકિકત પૂછી છે, પણ તેમાં માગેલા ખુલાસા યથાયોગ્ય મળ્યા નહોતા. આ પત્ર પણ શ્રી૰ વૈજનાથજીનું ગુરુપણું સિદ્ધ કરી શકતો નથી. આઠમા પત્રમાં બે પ્રશ્નો છે. તેમાં બીજા પ્રશ્નનું તેઓ શાસ્ત્રીયરીતે ઉત્તર આપી શકયા નહોતા. તેમણે પોતાની પાસે નાડીઓની ગતિ વગેરેનું ટીપણું હોવાનું લખ્યું હતું, તેથી તેની નકલ કરી મોકલવા લખ્યું હતું, પણ તે નકલ ત્યાંથી આવી નહોતી. તેમને પરમપદબોધિનીની પહેલી આવૃત્તિમાટેની લખેલી કાચી પ્રત મોકલી હતી, તથા છાપેલું સ્વાભાવિકધર્મનું પુસ્તક મિત્રતરીકે

મોકલ્યું હતું તેનું લખાણ છે. તેમાં પણ શ્રી૦ વૈજનાથજીને ગુરુપણું પ્રાપ્ત થાય એવું કાંઇ લખાણ નથી. નવમા પત્રમાં, શ્રી૦ વૈજનાથજીએ હું દૂર જઇ શકું છું, ને પ્રાણાયામથી હું દૂરની વાતો જાણી શકું છું, એવું લખેલું હતું, તેથી તેમને તે પ્રમાણે કરવા મહાત્મા શ્રીનથુરામશર્માએ સૂચના કરી તેનું લખાણ છે. પછી તેમાં લખ્યા પ્રમાણે તેઓ ત્યાં આવી શકયા નહોતા, તેમ ત્યાં થયેલી વાતચીતમાંનો કાંઈ પણ ભાગ તેઓ જાણી શકયા નહોતા, તેથી નવમો પત્ર પ્રકટ કરી જો ચરિત્ર લખનારે શ્રી૦ વૈજનાથજીનું સિદ્ધપણું જણાવવાનો પ્રયત્ન કર્યો હોય તો તેમનો તે પ્રયત્ન કેવળ નિષ્ફળ નીવડયો છે. દશમા પત્રમાં તેમના પૂછવાથી પોતાના અભ્યાસવિષે લખી તેમના અભ્યાસરૂપ પ્રયત્નને તેમના લખવાને સાચું માની શિષ્ટાચારથી વખાણી તેમના જેવા મિત્રથી પોતાને સંતોષ થયાનું જણાવ્યું છે. શ્રી૦ વૈજનાથજીએ તેજના શેરડાની ને તેજોમય પુરુષની શોધ કર્યાનું જણાવ્યું હતું તેની સત્યતા તપાસવામાટે તેમને તેના વિષે પ્રશ્ન કર્યો છે તેનું ઉત્તર તેમના તરફથી યથાયોગ્ય આવ્યું નહોતું. એમણે હું અમુક વખતે તમારી સાથે વાતચીત કરીશ એમ લખ્યું હતું તેથી તેમ ન કર્યાં બાબત સરલતાથી મહાત્મા શ્રીનથુરામશર્માએ તે વિષે પોતાનો અસંતોષ જણાવ્યો છે, ને પછીથી વાતચીત કરવાની માગણી કરી છે. તે માગણી પ્રમાણે તેઓ કોઇ પણ વેળા કાંઇ પણ વાતચીત કરવા સમર્થ થઇ શકયા નહોતા, તેથી ઘણે અંશે નક્કી થવા લાગ્યું હતું કે તેમનાં આવાં લખાણો માત્ર ભ્રમણાવાળાં ને શ્રદ્ધાળુ અજાણ્યાને ભૂલાવામાં નાંખનારાં હતાં, છતાં તેમને જાતે મળી વિશેષ નિર્ણય કરવો યોગ્ય છે એમ ધારી તેમને માંગરોળ આવવા લખ્યું છે. આ કાગળ પણ ચરિત્ર લખનારની કલ્પિત ધારણામાં સાહાય્ય કરી શકે એવો નથી. અગીઆરમો કાગળ પણ ચરિત્ર લખનારે માની લીધેલી

વાતને સિદ્ધ કરવામાં કોઇ પણ પ્રકારે ઉપયોગી નથી, કેમકે તેમાં તેમને બે ત્રણ માસ કોઇ મુદ્રા સાધવામાટે માંગરોળમાં રહેવું હોય તો તેની સગવડ કરી આપવાનું ને આવવાનું લખાણ છે. બારમો કાગળ પણ ચાલતા પ્રસંગમાં ઉપયોગી થાય એવો નથી, કેમકે તેમાં તેમણે અન્ય સ્વરોદયોને આધારે અશુદ્ધ દોહરામાં લખેલા સ્વરોદયની તથા ષડ્ચક્રના નિરૂપણના ખરડાની નકલની પહોંચ છે, અને તેમણે કોઇ ચિત્રની હકિકત લખી હશે તેની નકલ મોકલવા લખ્યું છે. તે નકલ તેમના તરફથી આવી શકી નહોતી. તેરમો કાગળ શ્રી૦ વૈજનાથજીની દૂરદર્શનની સિદ્ધિ જણાવવામાટે પ્રકટ કર્યો હોય તો તે નકામો છે, કેમકે તેમાં શ્રી૦ વૈજનાથજીએ અન્યદિશાભણી ઊતારાનું બારણું જણાવ્યું હતું, તેથી તેમાં પશ્ચિમભણી હોવાનું ખાસ જણાવ્યું છે, ને તેમણે ઊતારાને તાજી ખડી દીધેલી છે તેમ લખેલું હતું, તેથી આગળ ઉપર ખડી દેવડાવેલી હશે એમ તેમની ભૂલ સમજાવવા મોઘમ લખ્યું છે. તેમના મગાવ્યાથી અષ્ટાવક્રગીતા મોકલ્યાના પ્રસંગની ને તેમણે વજ્રોલીમાટે મગાવેલી રબરની સળી મોકલવાની ગોઠવણ કરવાની હકિકત વ્યાવહારિક છે. સ્થળ ને મિતિવિનાનો ચૌદમો કાગળ જે ચરિત્ર લખનારે પોતાની ધારેલી ખોટી મતલબ સિદ્ધ કરવા છેલ્લો છપાવ્યો છે તે શ્રી૦ વૈજનાથજીએ લખેલા પહેલા ને બીજા કાગળના લખાણના ઉત્તરરૂપે જાફરાબાદથી સંવત્ ૧૯૩૯ ના આશ્વિનમાં લખેલો હોય એમ તેના લખાણથી ને પ્રસંગથી નક્કી થાય છે. જે છેલ્લાને બદલે પહેલો છાપવો જોઇતો હતો. તેમાં તેમને મિત્રતરીકે સંબોધ્યા છે. તે પત્રમાં જે પ્રશ્નો પૂછ્યા છે તે પ્રશ્નો તેમણે પોતાના કાગળમાં જે હકિકત લખી હતી, તેને લઇને તેમાં કેટલું સત્ય છે તે જાણવાની ખાતર લગતી હકિકતની સાથે પૂછ્યા છે. જેઓનું ઉત્તર તેમના તરફથી સમાધાનકારક મળ્યું નહોતું. આણુપર તેમણે આનેલા

સંતને મળવામાટે ખર્ચ લઇ સાથે આવવાનું તથા કોઇ સ્વામી ચિદ્-ઘનાનંદને લગતું પૂછાવ્યું છે. તેનું પણ સમાધાનકારક ઉત્તર તેમના તરફથી મળ્યું નહોતું. આ પત્ર પણ ચરિત્ર લખનારના પ્રતિપાદનને સાહાય્ય કરવા સમર્થ થતો ન°, કેમકે તેમાં શ્રી૦ વૈજનાથજીએ જણાવેલી વાતોને લગતા પ્રશ્નો છે.

એવી રીતે જીવનચરિત્રમાંના ચૌદ કાગળોનો સંક્ષેપમાં ખુલાસા-સાથે વિચાર કર્યો. એ વિચારવડે સત્યપ્રભાકરવિમર્શમાં આપેલાં તે પત્રોમાંનાં કેટલાંક પત્રોમાંના ઊતારાનું ને પ્રતિપાદનનું પણ સ્પષ્ટ નિરાકરણ થઇ જાય છે. મહાત્મા શ્રીનથુરામશર્માએ શ્રી૦ વૈજ-નાથજીની ઉપર લખેલા એ કાગળોમાંના ઊતારા આપી વિમર્શલેખક લખે છે કે " શ્રી૦ નથુરામશર્માના કાગળોમાંહેના નીચેના ઊતારાથી સાબીત થાય છે જે પોતાના યોગબળથી મુકરર કરેલ સમયે શ્રી૦ વૈજનાથજી સેંકડો માઇલનો અંતરો છતાં વાતચીત કરી મદદ કરતા હતા." આ તે લખનારનું લખવું ત્યારેજ સત્ય ગણાય કે જ્યારે શ્રી૦ વૈજનાથજી તે પત્રમાં જણાવેલું કાંઇ પણ કરી શકયા હોય. શ્રી૦ વૈજનાથજીએ મહાત્મા ને શ્રીનથુરામશર્મા એવા ભાવનું લખ્યું હતું કે હું અન્યની સાથે દૂરથી વાતચીત કરી શકું છું, ત્યાં જઈ શકું છું, ને મદદ કરી શકું છું. તેમના આ પત્રના ઉત્તરમાં તેમને જો તે વાત સાચી હોય તો તેમ કરવાનો સમય આપ્યો, ને તે વેળા તેમ કરી બતાવવા તેમને તે બે પત્રોમાં જણાવ્યું, પણ તે બે પત્રોમાં જણાવ્યું છે તે રીતે તેઓ કાંઈ પણ કરી શકયા નહિ, અર્થાત્ ત્યાં આવી શકયા નહિ, ને ત્યાંની કાંઇ વાતચીત જાણી શકયા નહિ. આમાં તેમની માની લીધેલી સિદ્ધિની સિદ્ધિ થાય છે, કે તેથી વિપ-રીત બીજું કાંઈ સિદ્ધ થાય છે તે વિવેકી વાંચનાર નક્કી કરશે.

શ્રી૦ વૈજનાથજીનું ગુરુપણું કે સિદ્ધપણું સિદ્ધ કરવામાટે માત્ર

મહારાજ શ્રીનથુરામશર્માનાજ કાગળો ન છાપવા જોઇએ, પણ એ કાગળો જે કાગળોના ઉત્તરરૂપે લખાયા છે તે શ્રી૰ વૈજનાથજીના અસલ કાગળો પણ તેની સાથેજ ક્રમપૂર્વક ગોઠવીને સંબંધ મેળવીને છાપવા જોઇએ. ત્યારેજ તટસ્થ મનુષ્યો બંનેની સ્થિતિ યથાર્થ સમજી શકે. માત્ર એકતરફી ને પોતાની મતલબ સિદ્ધ કરવામાટે અજાણ્યાને ભૂલાવનારું લખાણ પ્રકટ કરવું તે યોગ્ય નથી. ખરી રીતે તો સં૰ ૧૯૪૧ ના ઊનાળામાં માંગરોળમાં મળ્યા પછીના કાગળોજ જો દીક્ષાની વાત લેશ પણ સાચી હોય તો પરમેશ્વરનો ડર રાખીને સત્યરૂપે પ્રકટ કરવા જોઇએ.

જીવનચરિત્રના પૃષ્ઠ ૧૪૫ પર નોલી ને ધોતી શીખવવાની વાત ખોટી લખેલી છે, ને શ્રી૰ વૈજનાથજીએ પણ તે વાત ખોટી હોવાથી પોતાના ખુલાસામાં પ્રકટ કરી નથી. તે લેખના પૃષ્ઠ ૧૫૧ માં શેઠ ત્રિકમભાઇની ગળામાંની ગાંઠ સૂક્ષ્મસ્વરૂપથી ફોડી નાખવાની વાત ખોટી છાપી છે, કેમકે તે નામવાળો કોઈ માણસ ત્યાં વિદ્યમાનજ નહોતો. પૃષ્ઠ ૧૫૪ માં "તેમને હવે શિષ્યપંક્તિમાં જોડવા જોઇએ એમ તેમની દયા (તૃષ્ણા ?) થઇ" એ પણ ચરિત્રલેખકે ભ્રાંતિથી ખોટું લખ્યું છે. પૃષ્ઠ ૧૫૭ થી પૃષ્ઠ ૧૫૮ સુધીમાં જણાવેલી તેજોમય શેરડોદેખાયા આદિની વાત શ્રી૰ વૈજનાથજીના યોગજ પ્રત્યક્ષજ્ઞાનની નથી, પણ મનઃકલ્પનાની પ્રતીતિની છે એમ યોગજ્ઞ પુરુષો સમજી શકે એમ છે. પૃષ્ઠ ૧૬૨ માં શ્રી૰ વૈજનાથજીને ગુરુતરીકે માનવામાટે માંગરોળ બોલાવ્યાનું છાપ્યું છે, તે પણ લેખકની મોટી ભૂલ છે, કેમકે તેમના અભ્યાસની ખાત્રી કરવારૂપ બીજા પ્રયોજનથી તેમને માંગરોળ બોલાવ્યા હતા, જે વાત પૂર્વે જણાવાઈ ગઈ છે. જીવનચરિત્ર પૃષ્ઠ ૧૬૩–૬૪ પર " માંગરોળમાં સારણનામની નદીના કિનારાઉપર એક કામનાથ મહાદેવનું શિવાલય છે " એમ લખ્યું છે તે ખોટું

છે. માંગરોળમાં કે માંગરોળને પાદર કોઈ નદી નથી. કામનાથ માંગરોળથી લગભગ ત્રણ ગાઉ દૂર શેરીઆજી નદીના કાંઠાપર છે. તેમાં જણાવ્યા પ્રમાણે ત્યાં માત્ર બે જણ ગયા નહોતા, પણ શ્રીયુત ત્રિભુવનદાસ કૃપાશંકર આદિ અન્ય ગૃહસ્થો પણ સાથે આવ્યા હતા. ત્યાં દેહશુદ્ધિ કે મંત્રોપદેશ કાંઇ થયું નહોતું, તે પૂર્વે આપેલા શ્રીયુત ત્રિભુવનદાસજીના પત્રથી સિદ્ધ છે. પ્લાવિની કુંભકનો, સ્તુતિનો, દક્ષિણાનો ને બ્રહ્મભોજનનો ખુલાસો પણ પૂર્વે અપાઇ ગયો છે. પરમેશ્વરનો લેશ પણ ડર રાખ્યા વિના આવું કેવળ ખોટું લખી પ્રકટ કરનારા દયાને પાત્ર છે.

રા૦ રા૦ જયશંકર પુરુષોત્તમ આચાર્યનો કાગળ મુદ્દાની વાતોમાં અસત્યવાળો જણાય છે. તેઓએ પોતાના પત્રમાં " ત્યાંથી ( અડવાણેથી ને લીંબુડેથી ) તેમના ઉપર પત્રો આવતા તે ઉપરથી એમ જણાતું કે તેઓ મારગી પંથના સાધુસંતના સહવાસમાં તથા ભજનકીર્તનમાં ઉત્સાહ ધરાવતા હતા. " એમ લખ્યું છે તેમાંનું મારગી સાધુસંતના સહવાસનું જે પત્રો આવતાં તે ઉપરથી ખેંચેલું તેમનું અનુમાન જો શુદ્ધબુદ્ધિનું ને સાચું હોય તો તેમને પૂછવામાં આવે છે કે તે અનુમાન કાઢતા પહેલાં તે કાગળોના લખનારા મારગી સાધુ હતા કે અન્ય કોઇ સજ્જનો હતા તેનો તમે પ્રામાણિકપણે પૂરો તપાસ કર્યો હતો ? જો તેવો તપાસ તમે ન કર્યો હોય તો જે વાતનો તમને ગંધ પણ આવ્યો નથી તે વાતનું તમે ખોટું અનુમાન કેમ કર્યું ? જો તમે પૂરો તપાસ કર્યો હોય તો તેમનાં નામો ને યોગ્યતા જણાવવાં જોઇએ. હઠયોગપ્રદીપિકા ને વિચારસાગરાદિનું વાચન કરતા હતા એમ લખી પછી આવું મનઃકલ્પિત અનુમાન કાઢયું છે તેજ તેમના લખવાનું મિથ્યાપણું સિદ્ધ કરે છે. જેમ અન્ય જ્ઞાનાભ્યાસીઓની સાથે ને યોગાભ્યાસીઓની સાથે પત્રવ્યવહાર ચાલતો, તેમ શ્રી૦ વૈજનાથજીની

સાથે પણ પત્રવ્યવહાર ચાલતો, તેમાં રા૦ રા૦ જયશંકરજીએ શી ભલામણ કરી હતી ? તેમણે માત્ર તેમનું નામ જણાવ્યું હશે. વળી તેમના અભ્યાસનો પણ તેમને શો અનુભવ હતો ? જો તેમની ભલામણથી પત્રવ્યવહાર શરૂ થયો હોત તો તેમના પહેલા કાગળમાં તેઓ અવશ્ય તે વાત જણાવત, પણ તેમાં એવું કાંઈ જણાવ્યું નથી. વળી બન્નેનો પત્રવ્યવહાર તથા ખુલાસાની યથાર્થતા જાણ્યા વિના યોગના ખુલાસા આવ્યાનું લખવું તે પણ યોગ્ય નથી.

મનુષ્યને રોગાદિની પ્રાપ્તિ તેના પ્રારબ્ધકર્મના ઉદયથી થાય છે, અને તેની નિવૃત્તિ પણ તેના તે પ્રારબ્ધકર્મની સમાપ્તિથી થાય છે એમ શાસ્ત્રો ને સુજ્ઞો કહે છે. જગતમાં બને છે તે પ્રમાણે પણ જ્યાં ઘણા ઉપાયો તે રોગાદિની નિવૃત્તિમાટે સાથે ચાલતા હોય ત્યાં તે રોગાદિનું શમન થયે કોઈ વૈદને યશ આપે છે, તો કોઈ બીજાને યશ આપે છે. જગતમાં આમ બને છે, તેથી વકીલ પરમાણંદદાસને ઔષધોપચાર ચાલતા હતા તેની સાથે શ્રી૦ વૈજનાથજીએ કાંઈ કરવાનું સૂચવ્યું હોય, ને તે પ્રમાણે કાંઈ થયું હોય તો તે રોગીના રોગની નિવૃત્તિમાં કોણે વધારે કામ કર્યું છે તેનો નિર્ણય સર્વજ્ઞ પ્રભુ કરી શકે, પક્ષપાતી સામાન્ય મનુષ્ય તે ન કરી શકે. શ્રી૦ વૈજનાથજીને તેમના મામા તેવું કામ ન સોંપે, ને બીજા તેવું કામ તેમને સોંપે તે સંભવિત જણાતું નથી. " અમુક ટાઈમે તે ગુમડું ફુટી જશે, ને તેજ પ્રમાણે બન્યું, આ વાત સત્ય છે અને તે મેં નજરે જોયેલી છે " આવું રા૦ રા૦ જયશંકરજીનું લખવું ત્યારે સત્ય ગણાય કે જ્યારે તેમણે તે તિથિ વાર ને સમય જણાવી પોતાની હાજરીમાંજ તે ગુમડું ફુટ્યું હતું, અને તે વેળા અમુક અમુક માણસો ત્યાં હાજર હતાં એમ સ્પષ્ટ લખ્યું હોય. જો તેમનું લખવું કાંઇ પણ અંશે સાચું હોય તો તે વકીલના ભાણેજ જે તેમના ઘરમાં મુખ્ય કામ કરનાર હતા તે

તેમના ભેળાજ રહેતા હતા, તેમને તે સર્વ અવશ્ય સ્મરણમાં હોવું જોઇએ, પણ તેમને તો આમાંની કોઈ વાત સ્મરણમાં નથી એમ તેમના નીચેના કાગળથી જણાય છે, તેથી પણ સિદ્ધ થાય છે કે રા૦ રા૦ જયશંકરજીએ સર્વ વાત પક્ષપાતને વશ થઇને ખોટી લખી છે.

" મુંબઇ તા. ૨-૮-૧૭ શ્રાવણશુદ ૧૪-૭૩.

પુજ્ય શ્રીપ મુ. ત્રિભુવન વિઠ્ઠલજી દવે-સ્થળ બીલખા.

આપનું પત્ર મળ્યું. નીચે મુજબ ઉત્તર વિદિત થાય—

મારા મામા પરમાણંદદાસની ગળામાંની ગાંઠ ફોડવામાટે જુદા જુદા ઉપાયો ચાલતા હતા, તેમાં કોના ઉપાયથી સુવાણ થઈ હતી તે હાલ મને સાંભરતું નથી.

અમુક દિવસે, અમુક વખતે, અમુક રીતે સુવારવાથી હું તે ગાંઠ ફોડી નાંખીશ એવું કોઇએ લખ્યું હોય ને તે પ્રમાણે થયું હોય તે મારા સ્મરણ આવતું નથી. ગાંઠ ફુટી તે વેલા મહેતાજી જેશંકર પુરુષોત્તમ જાફરાબાદમાં મેહેતાજી હતા, પણ મારા મામાને ઘેર હાજર હતા કે નહિ તેની મને યાદ નથી.

શ્રી૦ વૈજનાથજીને પાંચ રૂપીઆ જો અપાણા હોય તો મંત્રજપના, કે બીજી કોઈ દક્ષિણાનિમિત્તે અપાયા હોવા જોઇએ એમ હું અનુમાનથી લખું છું. એજ મિ. સદર

લી. સેવક ગાંગજી ત્રીકમ પારેખ. "

" ગાંગજીભાઈના મામાને સહેજ સુવાણ છે " એવા મહારાજ શ્રીનથુરામશર્માના લખવાનો અર્થ શ્રી૦ વૈજનાથજીએ તેમનું તે ગુમડું પોતાના યોગબલથી નક્કી કરેલે સમયેજ ફોડી નાંખ્યું એવો થઇ શકતો નથી એમ ગુજરાતીભાષા જાણનારા આગ્રહવિનાના મનુષ્યો સમજી શકે એમ છે.

આચાર્ય જટશંકર લાલજીએ શ્રી૦ વૈજનાથજીનાં ગંજીફાનાં

પાનાં ફેરવતું ને ધ્યાન કરતું એવાં બે શરીરના દેખાવનો પોતાનો જે અનુભવ પોતાના પત્રમાં જણાવ્યો છે તે સાચો છે કે પક્ષપાતવડે ઉપજાવેલો બનાવટી વા ભ્રાંતિજન્ય છે તેનો નિર્ણય તટસ્થ વિવેકી મનુષ્યો કરી શકે એમ હોવાથી તે વિષે વિવેચન કરવાની કાંઇ અગત્ય નથી, પણ જીવનચરિત્રમાં જણાવેલી હકિકતથી હાલના આ કાગળની હકિકત બહુજ જુદી પડે છે, તેથી એ વાત પુરાવાની દૃષ્ટિએ ખોટી જણાય છે. જીવનચરિત્રના પૃ૦ ૧૭૮ પર આ પ્રમાણે છાપવામાં આવ્યું છે:—

" તે પરથી પોતાપાસે બેસનાર જાની જેઠાલાલ વૈજનાથ, દુર્ગાશંકર જેશંકર અને જટાશંકર લાલજીને કહ્યું કે તમે મને જુઓ છો પણ ગુફામાં જુઓ. વૈજનાથ ત્યાં બેઠા છે. તે સાંભળી તે લોકો અંદર ગયા. તેમણે વૈજનાથજીને પૂજાના પાટલા ઉપર બેઠેલા જોયા. ફરી બહાર આવી જુએ તો બહાર જોવામાં આવ્યા." અને સત્યપ્રભાકર-વિમર્શના પૃષ્ઠ ૨૪ પર રા૦ જટાશંકર પોતાના કાગળમાં લખે છે તેનો સાર આ પ્રમાણે છે:—" હું તેમના દર્શનાર્થે પાંડરીમાતાએ ગયો હતો તે વખતે તેઓ બહાર ઓરડામાં બેઠા હતા, અને હાથમાં ગંજીપો લઇ પોતે એકલા પાનાં ફેરવતા હતા. તે જોઇ મને કંટાળો આવવાથી કહ્યું કે મહારાજ હું ઉમંગપૂર્વક આપનાં દર્શનમાટે આવ્યો છું, અને આપના હાથમાં પાનાં જોઇ મને ખેદ થાય છે કે મહાત્માઓને ગંજીપો શો? તેના જવાબમાં તેમણે કહ્યું કે ભજન કરનાર શરીર તો આ શરીરથી અલગ છે. તમારે ભજન કરનાર શરીર જોવું છે? ત્યારે મેં કહ્યું કે હા બતાવો. ત્યારે તેમણે મને ગુફાની કુંચી આપી, પછી હું ગુફામાં ગયો. તેમને ત્યાં જોઇ હું અડવા ગયો તો મારા બરડાપર ત્રણ ભમરા પડયા. હું બહાર આવ્યો, ને મેં તેમને બહાર જોયા." બહુધા શ્રી૦ વૈજનાથજીના કહેવાથી જીવનચરિત્રમાં જ્યારે ત્રણ જણે સાથે બીજું શરીર જોયાનું લખ્યું છે ત્યારે વિમર્શમાંના પત્રમાં માત્ર એક

જણેજ તે શરીર જોયાનું લખ્યું છે. એવી રીતે તે બંને હકિકતો બહુજ જુદી પડે છે, તેથી તે બનાવટી સિદ્ધ થાય છે. ગંજીફાને ને ભજનને શો સંબંધ છે, તથા આ વાત સાચી છે કે જોડી કાઢેલી છે તેનો નિર્ણય તટસ્થ સજ્જનો કરશે.

પાટલીનું હાલવું શરીરમાંના પ્રાણાદિથી થાય છે એમાં યોગના સામર્થ્યનો કાંઇ પણ ચમત્કાર નથી, જે વાત વિવેકીઓને જ્ઞાત છે. ભોળા મનનાં ને પક્ષપાતી માણસો આવી વાતોને ગમે તેમ માની લે તેથી તે વિષયોની સત્યતા સિદ્ધ થતી નથી. એમાં તો એ વિષયના જ્ઞાતા વિદ્વાન્ જે વાત કહે તેજ વાત સત્ય ગણાય. સત્યપ્રભાકરવિમર્શના પૃષ્ઠ ૨૫ મે " ચમત્કાર બાબત વઢવાણવાળા શ્રીમત પરમહંસ ભૂમાનંદ સ્વામીજી પણ જણાવે છે કે ' મહાત્મા શ્રીઆત્માનંદજી જેઓ આર્યસમાજમાં મુખ્યત્વે કરીને સારો ભાગ લેતા હતા તેઓએ શ્રીમાન્ વૈજનાથજીને લાકડાની પાટલી ચલાવવી તથા બીજા પણ કેટલાક પ્રયોગો નજરો નજર જોયા હતા. " એમ તે વિમર્શલેખકે લખ્યું છે. તે ઉપરથી ભાઇ ત્રિભુવને આર્યસમાજમાં ભાગ લેનારા તે બહુશ્રુત વૃદ્ધ સ્વામી શ્રીઆત્માનંદજીને નવાગઢપાસે ધારેશ્વર પત્ર લખીને તેમનો તે પાટલીના અનુભવના સંબંધનો ખુલાસો લખી મોકલવા માગણી કરી. તેના ઉત્તરમાં તેમણે નીચે પ્રમાણે લખી મોકલ્યું છે. તેમણે દેવનાગરી લિપિમાં જે લખ્યું છે, તે અહિં અનુકૂલતામાટે ગુજરાતી લિપિમાં લખાય છે:—

## ઓ૩મ્

[હીંદી] શ્રાવણવદિ ૯ [ચૈત્રી] વિ૦ ૧૯૭૪

પ્રિય મહાશયજી.

આપકે પત્ર મવર્ષે કાઠિયાવાડી આષાઢ બદી ૬ સં૦ ૧૯૭૩ કા ઉત્તર.

પંદરે વા ૨૦ વર્ષ હુયે હોંગે કિ શ્રીવૈજનાથજી ભટ્ટકે સાથ અધ્યાત્મવિદ્યા ઔર મેસ્મેરિઝમકે સંબંધમેં કઇ બાર સાધારણ-રૂપમેં ચર્ચા ચલીથી, ઇસકે સિવાય **કોઈ પ્રકારકા પ્રયોગ અથવા લકડીપાટલીકા પ્રયોગ મેરે સામને નહીં હુવા ઐસા મુઝે ઠીક યાદ પડતા હે.**

ઉનકે સાથ બાતચીત કોનસે સંવત મેં હુઇ સો સંવત મેરી સ્મૃતિમેં ઉપસ્થિત નહીં હોતા હૈ.

તા૦ ૧૩—૭—૧૭ હિ૦ સ્વા૦ **આત્માનંદ.** ધારેશ્વર.

આપણી આષાઢવદિને ઉત્તર હિંદુસ્થાનમાં શ્રાવણવદિ કહે છે, અને આપણો સંવત્ કાર્તિકમાં બદલાય છે, ને તેમનો સંવત્ ચૈત્રમાં બદલાય છે, તેથી તેમણે આષાઢવદિને બદલે શ્રાવણવદિ ને સં૦ ૧૯૭૩ ને બદલે સં૦ ૧૯૭૪ લખ્યા છે. કોઇને તેમાં ભ્રાંતિ ન થાય, માટે તેમણે નીચે અંગ્રેજી તારીખ આદિ પણ લખ્યાં છે.

સ્વામી શ્રીઆત્માનંદજીના ઉપરના પત્રથી હવે પૂર્વપક્ષીઓની પણ નિઃસંશય ખાત્રી થવી જોઇએ કે સ્વામી ભૂમાનંદનું ને વિમર્શના લેખકનું પાટલીના ચમત્કારનું કહેવું કેવળ ખોટું છે.

શ્રી૦ વૈજનાથજીનાં જે શિષ્યા ને જે શિષ્યો પૃથિવીથી એક હાથ ઉંચે અજવાળામાં પાંચ વા દશ મિનિટ નિરાધાર સુસ્થિર રહી શકવાનું સામર્થ્ય ધરાવતાં હોય તેમનાથી સમય નક્કી કરી જો વિમર્શલેખક મને જણાવશે, તો હું ને મારા બે મિત્રો તે જોઇ જો તે વાત સત્ય હશે તો અમે તેની સત્યતા સ્પષ્ટપણે સ્વીકારીશું. પુ-ષ્કરજીવાળા સ્વામી શ્રીબ્રહ્માનંદજીએ પ્રસન્નબાઇ આદિનાં આસન ઉપડી અધર સ્થિર રહ્યાનું જોયું હતું એમ સત્યપ્રભાકરવિમર્શમાં તેના લેખકે બહુ ખાત્રીથી જણાવેલું છે, ને જો શંકા થાય તો તે-

મને પૂછીને ખાત્રી કરવાનું જણાવ્યું છે તેથી ભાઇ ત્રિભુવને યોગકલ્પદ્રુમાદિના કર્તા તે પ્રસિદ્ધ સ્વામી શ્રીબ્રહ્માનંદજીને આ વાત સાચી છે કે કેમ તેના સંબંધમાં પુષ્કર પૂછાવ્યું. તેનું તેમના તરફથી દેવનાગરી લિપિમાં નીચે પ્રમાણે ઉત્તર આવ્યું છેઃ—

પુષ્કર ૨૪—૭—૧૭

શ્રીમહાશયજી.

જય નારાયણ વાંચજો. **પ્રસન્નબાઇ અમદાવાદવાળીની આસન ઉંચા થવાની વાત અમોએ પોતાની આંખોથી જોઇ નથી, ને સાંભળી પણ નથી,** ને વિગર ખેચરી મુદ્રા તે થવું પણ અસંભવ છે. દ૦ સ્વામી **બ્રહ્માનંદ.**

વિમર્શલેખકે પરમેશ્વરથી નહિ બીને કેવું ખોટું લખ્યું છે તે ઉપરના પત્રથી હરકોઇ વાંચનારને સ્પષ્ટ જણાશે.

કર્નલ ઑલ્કોટને તથા સ્વામી વિવેકાનંદજીને શ્રી૦ વૈજનાથજીએ કયે સ્થળે, કઇ વેળાએ, શા શા ચમત્કાર કોની કોની હાજરીમાં કરી બતાવ્યા તે સર્વ વિમર્શલેખકે જો સ્પષ્ટ જણાવ્યું હોત તો તેનો વિચાર કરી તે વિષેનો યોગ્ય નિર્ણય કરી શકાત. લીંબડીમાં બહુધા સં૦ ૧૯૪૩ માં કર્નલ ઑલ્કોટનું જ્યારે આગમન થયું હતું ત્યારે તો ત્યાં તેવું કાંઇજ બન્યું નહોતું એમ તે વેળા તેમની સાથે જે સજ્જનો આવ્યા હતા તે, ને ગામના જે પ્રતિષ્ઠિત સજ્જનો ત્યાં આવતા તે, સારી રીતે જાણે છે. દોરાસ્વામીનો હાથ શ્રી૦ વૈજનાથજીએ ત્રાટકવડે વાળી નાંખ્યાની ને કોઇથી પાંસરો નહિ કરી શકાયાની જીવનચરિત્રમાં જણાવેલી વાત કેવળ બનાવટી છે. એવું કાંઇ ત્યાં બન્યુંજ નહોતું એમ અમે પ્રામાણિક પુરાવાવડે ખાત્રીથી કહી શકીએ છીએ. મહાત્મા શ્રીનથુરામશર્માએ એ સમયમાં ત્યાં એમ બનેલું જોયું કે સાંભળ્યું નહોતું. સ્વામી વિવેકાનંદજીને તેમના શિષ્ય થવામાટે

મળવાસારૂ શ્રી૦ વૈજનાથજી ગયા તે વેળા જો તેમણે ત્યાં કાંઈ પણ ચમત્કાર કરી બતાવ્યા હોત તો તેમના (વિવેકાનંદજીના) જીવનચરિત્રમાં તે વાત અવશ્ય એક નવાઇ તરીકે પ્રકટ થાત, પણ તેમ તો થયું નથી, તેથી નક્કી થાય છે કે તે વાત પણ આગ્રહને વશ થઇ સત્યથી વિરુદ્ધ લખાઇ છે. સદ્‌ગત ઠાકોરસાહેબ સર યશવંતસિંહજીની પાસે ક્યારે ક્યારે કયા ક્યા ચમત્કારો કોની કોની સમીપ કરી બતાવ્યા તે વિમર્શલેખકે જો વિગતવાર જણાવ્યું હોત તો તેના સત્યપણાનો કે મિથ્યાપણાનો નિર્ણય સમજુ મનુષ્યોથી યોગ્ય તપાસને અંતે થઈ શકત. પોતાને પ્રતીત થયેલા ભ્રાંતિજન્ય દેખાવોનું વર્ણન કોઇ મનુષ્ય પોતાના મનની નબળાઇથી અન્ય મનુષ્યની આગળ કરે તે યોગજન્ય ચમત્કારો ગણાતા નથી.

ચમત્કારોની વાતોમાં સર્વદા સત્યાંશ કે પૂર્ણ સત્ય હોતાં નથી, બહુ વાર તેમાં મનુષ્યોએ સ્વાર્થને કે અજ્ઞાનને લીધે અસત્ય ભેળેલું હોય છે, ને તેવી પ્રવૃત્તિ જાણે કે અજાણે તે મનુષ્યના (ચમત્કાર કરવાનો દાવો કરનારના) અંતઃકરણના ગર્વ, વંચનેચ્છા, અસત્ય ને દંભ આદિ દોષોને પોષે છે, ને નબળા મનના ભોળા લોકો તેથી ભૂલાવામાં પડે છે, માટે વિદ્વાન્ સજ્જનો ચમત્કારમાં મહત્ત્વ સમજતા નથી, પણ તેઓ અંતઃકરણના શુદ્ધસત્ત્વગુણનું ને તત્ત્વબોધનું મહત્ત્વ સમજે છે.

શ્રી૦ વૈજનાથજીનાં પત્ની શ્રીમતી રેવાબાઈએ શ્રી૦ વૈજનાથજી તેમના મામાને ઘેર ભાડે રહેતા હતા, ને મહાત્મા શ્રીનથુરામશર્માનો ઊતારો જ્યારે રા૦ રા૦ પુરુષોત્તમ કહાનજી ગાંધીની ઑફીસમાં હતો ત્યારે દીક્ષા લીધી હતી. એ વાત પરલોકગત રા૦ રા૦ ગાંધીજી, રાવળ મૂળશંકર ને રાવળ દીવેશ્વર જાણતા હતા. એ કારણથીજ એ બાઈ, તેમનાં બહેન, ને શ્રી૦ વૈજનાથજી આગળ જણાવેલી એક કાર્તિકીપૂ-

નમ્બર પોરબંદર મહાત્મા શ્રીનથુરામશર્માના પૂજનની વેળાએ મહાત્મા શ્રીનથુરામશર્માના પૂજનમાં ભાગ લેવા દ્વારકા જતાં રોકાયાં હતાં, ને તે સૌએ પૂજનમાં ભાગ લીધો હતો. જો તે વાત મિથ્યા હોત તો શ્રી૦ વૈજનાથજી તેમની હયાતીમાં સત્યપ્રભાકરની પહેલી આવૃત્તિ બ્રહ્મનાદમાં બહાર પડી ત્યારે તેનો રદીઓ આપ્યા વિના રહેત નહિ.

સોળ વર્ષનું વય થયે પુત્રની સાથે પિતાએ મિત્રની પેઠે આચરણ કરવું એવા ભાવના સાહિત્યવચનને ગુરુ પોતાના શિષ્યને મિત્રપદ આપી શકે છે એ વાત સિદ્ધ કરવા પ્રમાણતરીકે વાપરવું એ પ્રમાણ ને યુક્તિથી વિરુદ્ધ છે. જો કોઇ શ્રુતિ, સ્મૃતિ ને પુરાણનું વચન આપી સદ્‌ગુરુ પોતાના શિષ્યને પ્રસિદ્ધરીતે મિત્રપદ આપી શકે છે એમ જણાવ્યું હોત તો તે વચન યુક્તિયુક્ત ને પ્રમાણરૂપ ગણાત. પ્રથમના બે કાગળો, યોગકૌસ્તુભની પહેલી આવૃત્તિમાં મહાત્મા શ્રીનથુરામશર્માનું ગ્રંથકર્તાતરીકે પહેલું નામ ને શ્રી૦ વૈજનાથજીનું ગ્રંથકર્તાતરીકે બીજું નામ, શ્રી૦ વૈજનાથજીનાં પત્નીને મહાત્મા શ્રીનથુરામશર્માતરફથી મળેલી દીક્ષા, ને તેમના ઉપરના કાગળોમાં ઘણીવાર મહાત્મા શ્રીનથુરામશર્માએ મિત્ર, ભાઇ કે બાંધવનો કરેલો સ્પષ્ટ પ્રયોગ છતાં મિત્રતારૂપ સત્યને ઊથલાવી ગમે તે રીતે અસત્યના રૂપમાં ફેરવવાનો પ્રયત્ન સેવવો એ વિવેકીની દૃષ્ટિએ યોગ્ય ગણાય એમ નથી.

શ્રી૦ વૈજનાથજીએ વિદ્વત્સંન્યાસ લીધો હતો એમ લખતા પહેલાં જો વિમર્શના લેખક વિદ્વત્સંન્યાસ કોણ લે ? કયા હેતુથી ને ક્યારે લે ? અને પછી તે જીવનપર્યંત સર્વદા કેવી રીતે વર્તે ? એ બધું શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીજીના જીવન્મુક્તિવિવેકના પહેલા ને પાંચમા પ્રકરણમાંથી શાંતચિત્તે વાંચ્યું વિચાર્યું હોત, ને તે બંનેની તુલના કરી જોઈ હોત, તો તે એમ લખવાનું સાહસ ન કરત. વળી જો મનુ-

બ્યના અંતઃકરણનો અધિકાર વિદ્વત્સંન્યાસ લેવાજેટલો વધ્યો હોય તે મનુષ્ય જીવનચરિત્રના પૃ૦ ૨૧૨ માં જણાવ્યા પ્રમાણે કાશીએ જવાનું છતાં અમદાવાદ જવાનું સગાંવહાલાંને ને અન્યજનોને ખોટું નજ કહે, તથા કાશીથી કલકત્તે જવાની ગોઠવણ કરી લીંબડી જવાની ખોટી ખબર લીંબડી આપવાનું સ્વામી અનંતાશ્રમને પણ નજ કહે.

શ્રી૦ વૈજનાથજી તેમના ગુરુની આજ્ઞાથી જગદ્ગુરુની પદવિ ભોગવવા લાગ્યા હતા એવું વિમર્શલેખકનું લખવું પણ વેદાંતસંપ્રદાયથી વિરુદ્ધ છે. જેમ રાજાના યુવરાજ અભિષેકવડે રાજસિંહાસનપર આરૂઢ થયા પહેલાં રાજા કહેવરાવી શકે નહિ, ને રાજચિહ્નો પોતાની પાસે રખાવી શકે નહિ, તેમ કોઇ પણ શંકરાચાર્યના પ્રથમ શિષ્ય હોય તોપણ વિધિવત્ પીઠારૂઢ થયા પહેલાં જગદ્ગુરુ કહેવરાવી શકે નહિ, ને આચાર્યની પાસે તેમના માનાર્થે જે ચિહ્નો સંપ્રદાયથી રખાતાં હોય તે ચિહ્નો પોતાની પાસે રખાવી શકે નહિ. તેમણે તો તે વેળા અન્ય સંન્યાસીના જેવા ધર્મો પાળવા જોઇએ, ને તેમના જેવોજ વેશ રાખવો જોઇએ. આજસુધી શ્રીશંકરાચાર્યજીની પરંપરામાં તેથી વિપરીત બન્યું હોય એમ તે સંપ્રદાયના ઇતિહાસપરથી જણાતું નથી, ને શાસ્ત્રીયરીતે તેમ બની શકે પણ નહિ. તેમના શિષ્યો તેમને બહુમાન આપે તેમાં કોઇને કાંઇ વિરોધ નથી.

પ્રયાગના ચઢાવમાં ત્યાંના સજ્જનોએ ગોવર્ધનમઠની ગાદીને અને તે પીઠના વર્તમાન આચાર્યશ્રીને પ્રસંગને અનુસરતું કાંઇ માન શિષ્ટાચારને અનુસરીને આપ્યું હશે, કાંઇ તેમના મુખ્ય શિષ્યને તેમની પૃથક્ યોગ્યતાને લઇને ખાસ માન નહિજ આપ્યું હોય એમ વિવેકીઓ સ્પષ્ટ સમજી શકે એમ છે. એ વેળા જે મુખ્ય શિષ્ય હોત તેને શિષ્ટાચારથી ઉપયોગપૂરતું ગૌણ માન મળત, તેમ આમને પણ નમનરૂપ ગૌણ માન મળ્યું હશે, એટલે કોકની મહત્તાનો કોકમાં આરોપ

કરવો તે સમજુની દષ્ટિએ યોગ્ય ગણી શકાય નહિ.

દિલ્હીદરબારમાં પોતાના ગુરુની સાથે શિષ્યતરીકે તેઓ ગયા, ને મહારાજાધિરાજને આશીર્વાદ આપવાનો પહેલો હક અન્ય અતીત આદિ મઠધારીઓના કરતાં ગોવર્ધનમઠના વર્તમાન આચાર્યશ્રીને સત્તાધિકારીએ પ્રસંગને લઇને આપ્યો તેમાં તેમના શિષ્યની મહત્તા બતાવવાનો પ્રયત્ન કરવો વૃથા જણાય છે. એ વેળા જે શિષ્ય હોત તે સાથે જાત, ને મહારાજાનાં દર્શન કરત. એમાં જાતિમહત્તા કઈ જાતની સિદ્ધ કરવામાં આવે છે એ તટસ્થદષ્ટિવાળાથી સમજાતું નથી. બીજા આચાર્યોને આશીર્વાદ આપવા આવવાનું નિમંત્રણ છતાં પણ શાસ્ત્રાજ્ઞાનો ને સ્વસ્થિતિનો વિચાર કરી તેઓ ત્યાં નહોતા ગયા એમાં પણ વિવેકીઓને કાંઇક વિચારવાજેવું છે.

જીવનચરિત્રના આશરે સવા પ્રકરણ જેટલા ભાગમાં તેના લેખક રા૦ ત્રિકમલાલે પ્રામાણિકપણે પૂરી તપાસ કરવાનો લેખક તરીકેની પોતાની જવાબદારીનો કાંઇ પણ વિચાર કર્યાવિના ઘણું ખોટું ને અપમાનકારક લખેલું હતું. તેનું ઉત્તર સત્યપ્રભાકરની પહેલી ને બીજી આવૃત્તિમાં અપાયું હતું. આ લેખથી ઉશ્કેરાઇ સત્યને સહન નહિ કરીને જીવનચરિત્રના લેખકનો ખોટો બચાવ કરવા રા૦ પ્રેમશંકરે પ્રામાણિકપણે સત્યાસત્યનો પૂરો તપાસ કરી જે સત્ય હોય તેજ લખવાની લેખકતરીકેની પોતાની જવાબદારી બાજુએ મુકી ખોટાનું ખોટાથી સમર્થન કરવાનો પ્રયત્ન સત્યપ્રભાકરવિમર્શમાં અયોગ્ય શબ્દોવડે કર્યો. તે બંને લેખોનું ખોટાપણું આ લેખમાં પ્રબલ પ્રમાણોવડે શિષ્ટો વાંચી શકે એવી ભાષામાં જણાવવામાં આવ્યું છે. આશા છે કે તટસ્થ માણસો આ લેખ ઉપરથી સત્યાસત્યની તુલના કરવા સમર્થ થશે.

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માકૃત પુસ્તકો.

શ્રીઉપનિષદો. (ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની બાર ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્‌ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂલ તથા ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. ) બીજી આવૃત્તિ. રૂ. ૫–૦–૦ વેદાંતદર્શન. પાકાપુંઠાનું. રૂ. ૩–૮–૦ વેદાંતદર્શન. કાચા પુંઠાનું. રૂ. ૩–૦–૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ, શબ્દાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિત. ચોથી આવૃત્તિ. રૂ. ૨–૨–૦ પાતંજલયોગદર્શન, પદબોધનીનામની સંસ્કૃતભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુજરાતીભાષાની આધ્યાત્મિકી ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ. ૨–૪–૦ સાંખ્યપ્રવચન, સાંખ્યસૂત્રવૃત્તિ તથા તાત્પર્યબોધિનીટીકાસહિત. રૂ. ૧–૦–૦

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧–૪–૦ પરમપદબોધિની. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧–૦–૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. ૦–૦–૬ નાથસ્વરોદય. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. બીજી આવૃત્તિ. ૦–૧–૦ સનાતનધર્મનું નિરૂપણ રૂ. ૦–૧–૦

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦–૪–૦ સ્વાભાવિકધર્મ. ત્રીજી આવૃત્તિ. ૦–૨–૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. રૂ. ૦–૯–૦ સદુપદેશદિવાકર. પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦–૧૨–૦. ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮–૦ શ્રીઅંતર્યામીના આદેશો, સોનેરી નામવાળા કપડાના પુંઠાના. રૂ. ૦–૧૦–૦ શ્રીઅંતર્યામીના આદેશો. રેશમી પુંઠાના. રૂ. ૦–૮–૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ રૂ. ૦–૨–૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલાટીકાસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦–૭–૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૩–૬ ગીતાદિપંચરત્ન સટીક. ભિન્ન ભિન્ન જાતનાં પુંઠાવાળાં. રૂ. ૦–૯–૦, ૦–૭–૦, ૦–૬–૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની

વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦-૭-૦, ૦-૫-૬ પ્રણવપટ્ટ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ પ્રણવવિસ્તારપટ્ટ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ સદુપદેશમાલા પ્રથમ ભાગ. રૂ. ૦-૩-૬ પત્રકલ્પમંજરી. ૦-૩-૦ વિનોદમાલા. રૂ. ૦-૫-૦ દુરાચારગિરિવજ. રૂ. ૦-૨-૬ મહામંત્રમાલિકા. રૂ. ૦-૩-૦ સુવિચારચંદ્રિકા. રૂ. ૦-૨-૦ રુદ્રસૂક્ત પુરુસૂષક્ત ને ઇશા વાસ્ય સ્વરસહિત મૂલ, શબ્દાર્થ ને વિવેચન. રૂ. ૦-૪-૦ શ્રીસૂક્ત સટીક. રૂ. ૦-૦-૯

ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થળેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુપેએબલ બૂકપાકીટથી મળી શકશેઃ—

વ્યવસ્થાપક, **આનંદાશ્રમ. બીલખા.** કાઠિયાવાડ.

**નવીન ! નવીન ! ! તદન નવીન ! ! !**

# ઋષિવિદ્યા.

અથવા

# ચમત્કારિક દૈવી વિદ્યા.

આ પુસ્તકમાં નીચે જણાવેલા વિષયોનો સમાવેશ કરવામાં આવનાર છે.

૧ મંગળાચરણ, ૨ ઉપોદ્ઘાત, ૩ પરમાણુઓ, ૪ ચમત્કાર અને સિદ્ધ, ૫ સિદ્ધિસાધક, ૬ સિદ્ધનાં લક્ષણો, ૭ સાધકનાં લક્ષણો, ૮ અવળીમતિના સાધકો, ૯ દેશકાળ, ૧૦ ઋષિવિદ્યાનો પ્રયોગવિધિ—સાધકને સંસારનું અભાન કરાવી હૃદયકમળમાં વૃત્તિની એકતા કરવાની પૃથક્ પૃથક્ રીતો, ૧૧ આ ક્રિયાથી સાધકના ચિત્તની થતી જુદી જુદી અવસ્થાઓ. ૧૨ સાધકના ચિત્તની અવસ્થાઓ પૈકી ચોથી પાંચમી અને ૬ ઠી ભૂમિકામાં લાવ્યા પછી તેના હૃદયબળથી જીન, વીર, ખવીસ, ભૂત પ્રેતાદિ વગેરેને બાળી મુકવાની ખાસ

ગુપ્ત ક્રિયાઓનું વર્ણન, દેવતાઓનું આવાહન, દેવતાઓનું પધારવું, પ્રત્યક્ષ રીતે દેવતાઓનું આવા સાધક સાથે વાતચિત કરવું વિગેરે. ૧૩ સાતમી ભૂમિકામાં આવેલા સાધકના ચિત્તની સ્થિતિ માટે જાણવા જોગ ખુલાસા, ૧૪ આ વિદ્યાના બળથી થતા બીજા અનેક ચમત્કારોના અનુભવસિદ્ધ ખુલાસા, ૧૫ આ વિદ્યાથી અનેક પ્રકારના અસાધ્ય રોગ મટાડવાની સીધી અને સરલ રીતો, ૧૬ સંકલ્પ માત્રથી ચારે દિશાઓમાંથી ભૂતાદિ મલિન સત્વોને તથા દેવતાદિ શુદ્ધ સત્વોને બોલાવવાની રીત, ૧૭ સાધકને ૬ ઠ્ઠી ભૂમિકામાં લઇ ગયા પછી આખા બ્રહ્માંડમાં મોકલીને તેમાંનાં ગુપ્ત રહસ્યો જાણવાની કળા, ૧૮ દાટેલું ગુપ્ત ધન શોધી કાઢવાની કળા, ૧૯ યોગ સંબંધી સરલ માહિતી, ૨૦ સ્વરોદય સંબંધી હકીકત, ૨૧ ઉપસંહાર વિગેરે.

આ પુસ્તકમાં સારા ગ્લેઝડ કાગળો વાપરવામાં આવશે, પુંઠું ઉંચા પ્રકારની છીંટનું ઉપર સોનેરી નામવાળું સુશોભિત બનાવવામાં આવશે. બહુધા કાર્તિક માસ પછી અને પોષ માસ સુધીમાં આ પુસ્તક છપાઇ, બંધાઇને તૈયાર થઇ જશે.

આ પુસ્તકનું મુલ્ય રૂ. ૨—૮—૦ રાખવામાં આવનાર પરંતુ આગળથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧—૪—૦ લેવામાં આવશે, તથા તેમનાં નામ અગાઉથી ગ્રાહક થનાર તરીકે સ્તકમાં પ્રકટ કરવામાં આવશે. પોષ્ટેજ અને વિ૦ પિ૦ ના ૦—૪—૦ વધુ પડશે. **મ૦ મ૦ ત્રિવેદી, અમદાવ**

---

**અમદાવાદમાં**—ખમાસાને ચકલે ધી નટવર પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું. કિંમત અમૂલ્ય.